Department of Public Instruction, Bombay

મુંબઈ ઇલાકાનું સરકારી કેળવણી ખાતું

# ગુજરાતી

# સાતમી ચોપડી

વર્નાક્યુલર ટેક્સ્ટ બુક્સ રીવિઝન કમિટી—એમણે તૈયાર કરી

---

# GUJARATI

# SEVENTH BOOK

PREPARED BY THE VERNACULAR TEXT BOOKS REVISION COMMITTEE



BOMBAY

BENNETT, COLEMAN & Co., LTD.

"THE TIMES OF INDIA" OFFICE



1932

**Price : 9 As 6 P.]** [ કિંમત : ૯ આ ૬ પા.

1-4-32
10,000—10TH ED

# AN
# ENGLISH-GUJARATI GLOSSARY
# OF



PRINTED AND PUBLISHED BY H. W. SMITH FOR THE PROPRIETORS
BENNETT, COLEMAN & Co., LTD., AT THE TIMES OF INDIA PRESS,
BOMBAY.



Premkunver. Desai

# સાતમી ચોપડીનું સાંકળીઉં.




| અનુક્રમ નંબર. | પાઠ | પૃષ્ઠ. |
|---|---|---|
| | **ભાગ ૧.—સામાન્ય વિષયના.** | |
| ૧ | નાગરિક કે દેશજનના ધર્મ.. | ૧ |
| ૨ | ભાસ્કરાચાર્ય | ૪ |
| ૩ | પ્રભુપ્રાર્થના. (કવિતા.) | ૬ |
| ૪ | દ્રવ્ય અને તેનું ઉત્પાદન | ૮ |
| ૫ | મનુષ્યની મુખ્ય જાતો | ૧૧ |
| ૬ | બાગલાણનો કિલ્લો | ૧૪ |
| ૭ | ગરવી ગુજરાત વિષે. (કવિતા.) | ૧૭ |
| ૮ | મીરાંબાઈ | ૨૦ |
| ૯ | ખોરાકની સાચવણી | ૨૩ |
| ૧૦ | ખોરાકની સાચવણી | ૨૭ |
| ૧૧ | વિનિમય અને નાણું | ૨૯ |
| ૧૨ | નરસિંહ મહેતાને ઢેડ વૈષ્ણવનું આમંત્રણ. (કવિતા.) | ૩૨ |
| ૧૩ | ધર્મની અગત્ય | ૩૪ |
| ૧૪ | કવિ નર્મદાશંકર | ૩૭ |
| ૧૫ | સરસ્વતીચંદ્ર | ૪૦ |
| ૧૬ | હરિજનનાં હૃદય. (કવિતા.) | ૪૩ |
| ૧૭ | પ્રાચીન મીસરના લોકો | ૪૬ |

# AN ENGLISH-GUJARATI GLOSSARY OF




| અનુક્રમ નંબર. | પાઠ. | પૃષ્ઠ. |
|---|---|---|
| ૧૮ | મહેનતની વહેંચણી ........... .................. | ૪૯ |
| ૧૯ | ઉદ્યમનું બળ અને કર્મનું અંધારૂં. (કવિતા.)...... | પર |
| ૨૦ | મસાલા અને તેનો ઉપયોગ..................... | ૫૪ |
| ૨૧ | સર આઇઝેક ન્યૂટન. ......................... | ૫૮ |
| ૨૨ | બુદ્ધિસાગર અને ચોરની વાર્તા..................... | ૬૧ |
| ૨૩ | કાચો અને તૈયાર કરેલો માલ..................... | ૬૩ |
| ૨૪ | ચોમાસામાં વનવર્ણન. (કવિતા.) ................ | ૬૬ |
| ૨૫ | મોટાઈની વાસના. ............................ | ૬૮ |
| ૨૬ | પશ્ચિમ એશિઆનાં પ્રાચીન સામ્રાજ્યો............ | ૭૧ |
| ૨૭ | સિદ્ધરાજની કચેરી .......................... | ૭૩ |
| ૨૮ | નળનો વિલાપ અને કર્કોટક નાગ. (કવિતા.) ... | ૭૭ |
| ૨૯ | અહલ્યાબાઈ. ................................ | ૭૯ |
| ૩૦ | કર વિષે...................................... | ૮૨ |
| ૩૧ | કેફી પદાર્થો અને તેની અસર.................. | ૮૫ |
| ૩૨ | સુરત શહેરનું વર્ણન. (કવિતા.) ................ | ૮૮ |
| ૩૩ | નરસિંહ મહેતા. ............................. | ૯૦ |
| ૩૪ | પ્રાચીન ગ્રીક લોકો............................. | ૯૩ |
| ૩૫ | ઝાઝા હાથ રળિઆમણા......................... | ૯૬ |
| ૩૬ | જ્ઞાન મેળવવા વિષે. (કવિતા.)................. | ૯૯ |
| ૩૭ | ચમત્કારી શોધો................................ | ૧૦૧ |
| ૩૮ | સોક્રેટીસ...................................... | ૧૦૪ |
| ૩૯ | સ્થિતિ સુધારવાના ઉપાય........................ | ૧૦૭ |
| ૪૦ | સૂર્યોદય. (કવિતા.)............................ | ૧૦૯ |
| ૪૧ | તાજમહાલ.................................... | ૧૧૨ |

| અનુક્રમ નંબર. | પાઠ. | પૃષ્ઠ. |
|---|---|---|
| ૪૨ | કરકસર અને થાપણ મૂકવાની પેઢી............ | ૧૧૫ |
| ૪૩ | ટપ્પાની મુસાફરી.............................. | ૧૧૮ |
| ૪૪ | બોધ. (કવિતા.) .............................. | ૧૨૧ |
| ૪૫ | દુકાળ અને તેનું નિવારણ.................... | ૧૨૨ |
| ૪૬ | વહેવારમાં કુશળતા અને ધોરણ............ | ૧૨૬ |
| ૪૭ | પ્રાચીન રોમ.................................. | ૧૨૮ |
| ૪૮ | જિંદગી વિષે. (કવિતા.) .................... | ૧૩૧ |
| ૪૯ | ફ્લોરેન્સ નાઈટિંગેલ.......................... | ૧૩૪ |
| ૫૦ | પિંઢારા અને ઠગ............................. | ૧૩૬ |
| ૫૧ | સંસારસાગરના તોફાનમાં પડેલી નૌકા. (કવિતા.)... | ૧૪૦ |
| ૫૨ | અર્વાચીન વિદ્યાના ચમત્કાર................ | ૧૪૨ |
| ૫૩ | પરમેશ્વરની સ્તુતિ વિષે. (કવિતા.)............ | ૧૪૭ |
| ૫૪ | હિંદુસ્તાનના ખનિજ પદાર્થોને લગતા ઉદ્યોગો...... | ૧૪૯ |
| ૫૫ | હિમાલયનું વર્ણન. (કવિતા.) ................ | ૧૫૩ |
| | **ભાગ ૨.—ઇતિહાસ ભૂગોળ સંબંધી.** | |
| ૫૬ | આર્ય અને અનાર્ય.............................. | ૧૫૬ |
| ૫૭ | ચાર વર્ણ અને તેઓના ધર્મ.................. | ૧૫૯ |
| ૫૮ | ચાર આશ્રમો.................................. | ૧૬૨ |
| ૫૯ | બૌદ્ધધર્મ અને તેના પ્રવર્તકો................ | ૧૬૬ |
| ૬૦ | આદિનાથ ..................................... | ૧૬૯ |
| ૬૧ | મગધરાજ્યની ચઢતી પડતી.................... | ૧૭૩ |
| ૬૨ | સિકંદર અને પોરસ.......................... | ૧૭૬ |
| ૬૩ | કાળિદાસ અને એનાં કાવ્યો.................. | ૧૭૯ |
| ૬૪ | યવનચંગની મુસાફરી ........................ | ૧૮૩ |

| અનુક્રમ નંબર. | પાઠ. | પૃષ્ઠ. |
|---|---|---|
| ૮૭ | પાણીનું બંધારણ.................................... | ૨૫૭ |
| ૮૮ | દ્રાવ્યતા............................................ | ૨૫૯ |
| ૮૯ | હવામાંની ભિનાશ.................................... | ૨૬૨ |
| ૯૦ | એસિડ કે તેજાબ, અલ્કલિ, અને ક્ષાર............ | ૨૬૫ |
| ૯૧ | ફોસ્ફરસ અને દીવાસળી.............................. | ૨૬૮ |
| ૯૨ | દહન અને શ્વાસોચ્છ્વાસ.............................. | ૨૭૦ |
| ૯૩ | કાર્બન અને કાર્બોનિક એસિડ ગ્યાસ. ............ | ૨૭૩ |
| ૯૪ | ગ્રહો-મંગળ, વચમાંના નાના ગ્રહો, અને બૃહસ્પતિ. | ૨૭૫ |
| ૯૫ | ગ્રહો—શનિ, યુરેનસ, અને નેપ્ચ્યૂન............ | ૨૭૯ |
| ૯૬ | નેબ્યુલા અથવા નિહારિકા.............................. | ૨૮૨ |
| ૯૭ | નિહારિકામાંથી ગ્રહો વગેરેનું બનવું.............. | ૨૮૫ |
| ૯૮ | પૃથ્વીનો ઇતિહાસ.................................... | ૨૮૭ |




# AN ENGLISH-GUJARATI GLOSSARY

સાંકળીઉં.


| નુક્રમ નંર. | પાઠ. | પૃષ્ઠ. |
| --- | --- | --- |
| ૬૫ | બ્રાહ્મણ ધર્મનો ફરી ઉદય........................ | ૧૮૬ |
| ૬૬ | વિષુવવૃત્ત અને પૃથ્વીના કટિબંધ.................. | ૧૯૧ |
| ૬૭ | હવામાનનો ભેદ અને સમોષ્ણતાવૃત્ત........... | ૧૯૪ |
| ૬૮ | ભરતી અને ઓટ........................................ | ૧૯૭ |
| ૬૯ | ગ્રહણ......................................................... | ૨૦૦ |
| ૭૦ | જ્વાળામુખી પર્વત, ધરતીકંપ, અને ઉના પાણીનાં ઝરણ | ૨૦૩ |
| ૭૧ | પ્રાચીન તથા અર્વાચીન લોકોનું ભૂગોળજ્ઞાન...... | ૨૦૭ |
| ૭૨ | અમેરિકાનો પ્રવાસ—રંગુનથી સાનફ્રાન્સિસ્કો...... | ૨૧૧ |
| ૭૩ | પરદેશો જોડે હિંદુસ્તાનનો વેપાર.................. | ૨૧૫ |
| ૭૪ | બ્રિટિશ મહારાજ્ય—ભાગ ૧.......................... | ૨૧૭ |
| ૭૫ | બ્રિટિશ મહારાજ્ય—ભાગ ૨.......................... | ૨૨૦ |
| | **ભાગ ૩.—સૃષ્ટિજ્ઞાન સંબંધી.** | |
| ૭૬ | કાર્ય અને કાર્યશક્તિ.................................... | ૨૨૫ |
| ૭૭ | યંત્રો અને તેથી થતા લાભ........................... | ૨૨૭ |
| ૭૮ | પ્રવાહી પદાર્થોમાં થતું સરખું દબાણ........... | ૨૨૯ |
| ૭૯ | આર્કિમીડીસનો નિયમ.................................. | ૨૩૨ |
| ૮૦ | કેશાકર્ષણનો ચમત્કાર................................ | ૨૩૫ |
| ૮૧ | વાયુનું પ્રસરણ અને બલૂન....... ............. | ૨૩૭ |
| ૮૨ | અવાજનો ચમત્કાર...................................... | ૨૪૦ |
| ૮૩ | પ્રકાશના ચમત્કાર–ભાગ ૧. ઝળઝળું, મૃગજળ વગેરે. | ૨૪૩ |
| ૮૪ | પ્રકાશના ચમત્કાર–ભાગ ૨. રંગો અને મેઘધનુષ્ય. | ૨૪૭ |
| ૮૫ | વીજળીના તારનું યંત્ર.................................. | ૨૫૦ |
| ૮૬ | રસાયનવિકાર અને રસાયનપ્રીતિ....... ......... | ૨૫૪ |

| અનુક્રમ નંબર. | પાઠ. | પૃષ્ઠ. |
|---|---|---|
| ૮૭ | પાણીનું બંધારણ | ૨૫૭ |
| ૮૮ | દ્રાવ્યતા | ૨૫૯ |
| ૮૯ | હવામાંની ભિનાશ | ૨૬૨ |
| ૯૦ | એસિડ કે તેજાબ, અલ્કલિ, અને ક્ષાર | ૨૬૫ |
| ૯૧ | ફોસ્ફરસ અને દીવાસળી | ૨૬૮ |
| ૯૨ | દહન અને શ્વાસોચ્છ્વાસ | ૨૭૦ |
| ૯૩ | કાર્બન અને કાર્બોનિક એસિડ ગ્યાસ. | ૨૭૩ |
| ૯૪ | ગ્રહો-મંગળ, વચમાંના નાના ગ્રહો, અને બૃહસ્પતિ. | ૨૭૫ |
| ૯૫ | ગ્રહો—શનિ, યુરેનસ, અને નેપ્ચ્યૂન | ૨૭૯ |
| ૯૬ | નેબ્યુલા અથવા નિહારિકા | ૨૮૨ |
| ૯૭ | નિહારિકામાંથી ગ્રહો વગેરેનું બનવું | ૨૮૫ |
| ૯૮ | પૃથ્વીનો ઇતિહાસ | ૨૮૭ |




વિમળા આલ્બાંઢ ૨૧૦૬.

# સાતમી ચોપડી—ભાગ ૧.



## પાઠ ૧. નાગરિક કે દેશજનના ધર્મ.

એક ગામમાં કે નગરમાં વસનારા સઘળા લોકો નાગરિક કે દેશજન કહેવાય છે, અને જ્યારે તેઓ પોતાના ગામ કે નગરનું હિત વિચારી આચરણ કરે છે, ત્યારે તેઓ નાગરિકના ધર્મ બરાબર સમજે છે એમ ગણાય છે; વળી નાગરિક શબ્દ બહોળા અર્થમાં પણ વપરાય છે. એકજ દેશમાં વસનારા અને એકજ રાજ્યના અમલ તળે રહેનાર સઘળા લોક નાગરિકજ કહેવાય છે, અને જેમ તેમને પોતાના ગામ કે નગર પ્રત્યે કેટલીક ફરજો બજાવવાની હોય છે, તેમ તેમને માથે આખા દેશ અને રાજ્યના અંગની કેટલીક ફરજો હોય છે. નાગરિકને પોતાના કુટુંબમાં એક બીજાને ઉપયોગી થવા ઉપર જેવી પ્રીતિ રાખવી ઘટે છે, તેવીજ પ્રીતિ નગરવાસી ભાઈએનો, તેમજ દેશમાં વસતા સર્વ લોકો ઉપર તથા તે દેશના રાજ્ય ઉપર રાખવી ઘટે છે, અને એવી પ્રીતિના સઘળા ધર્મ પાળવાની જરૂર છે.

હવે નાગરિકના બહોળા અર્થમાં આપણા શા શા ધર્મ છે, તેનો વિચાર કરીએ. આપણે હિંદુસ્તાન દેશમાં રહીએ છીએ અને અંગ્રેજી રાજ્યની આણ માનીએ છીએ. નાગરિક તરીકે પ્રથમ એ દેશ ઉપર અને એ રાજ્ય ઉપર આપણી પ્રીતિ હોવી જોઈએ. જે કાર્યોથી એ દેશની આબાદી અને એ રાજ્યનો પ્રતાપ વધે તેવાં કાર્યો કરવાં એ આપણો મુખ્ય નાગરિક ધર્મ છે. આપણા દેશની ચઢતી થાય તે માટે આપણી એક ફરજ એ છે, કે દેશના વેપારને બને તેટલું ઉત્તેજન આપવું. જે વેપારીઓ રૂમાં ભેળ કરી પરદેશ ચઢાવે છે, તેઓ પો

નબળાં કૃત્યથી રૂના વેપારને ધોકો પહોંચાડે છે, અને એથી આખા દેશને નુકસાન કરે છે. એવા વેપારીઓ સ્વાર્થ ખાતર નાગરિક ધર્મનો ભંગ કરે છે; વળી જે દુકાનદાર અપ્રમાણિકપણે ધંધો ચલાવે છે, તે પોતાની દુકાનની શાખ બગાડે છે એટલુંજ નહિ, પણ જે બજારમાં તે બેસે છે, તે આખા બજારના નામને બટ્ટો લગાડે છે, અને એથી તે પોતાને અને બજારમાંના બીજા દુકાનદારોને નુકસાન કરે છે. એજ પ્રમાણે દેશની માંહેલા બીજા ધંધારોજગાર અને પરદેશ જોડેના બીજા વેપાર વિષે પણ સમજવું. એ સિવાય જે લોકો ધર્મને બહાને કે લોભને લીધે જનમંડળના ચાલતા ધર્મ કે નાતજાતનાં બંધારણ ઉથલાવી નાખે એવાં કામો કરે છે, તેઓ પણ નાગરિક ધર્મનો લોપ કરે છે. એથી ઉલટું, જે લોકો ડહાપણ અને વિવેક વાપરી તથા સ્વાર્થ બાજુ પર મૂકી એવાં બંધારણો સર્વને વધારે સુખ આપનારાં બનાવે છે, તેઓ નાગરિક ધર્મ બરાબર સમજે છે એમ ગણવું.

હવે દેશના રાજ્ય પ્રત્યે નાગરિક તરીકે આપણી શી શી ફરજો છે તે જોઈએ. પ્રથમ તો આપણે જે રાજાની આણ માનતા હોઈએ, તે રાજાને અને તેના રાજ્યને સદા વફાદાર રહેવું ઘટે છે. એ કારણથી જે કોઈ આપણા રાજાનો દ્વેષ કરે અને રાજ્યનું બુરૂં ઇચ્છે તેનાથી દૂર રહેવું. નાગરિક તરીકે આપણી બીજી ફરજ એ છે કે રાજ્યના કાયદાને માન આપવું, અને જે કોઈ તેને માન ન આપતો હોય તેનો સંગ ન કરવો. રાજ્યમાં સારો બંદોબસ્ત રહે તે માટે ન્યાયની અદાલતો, પોલીસ વગેરે કેટલીક વ્યવસ્થા કરેલી હોય છે, તે સર્વ વ્યવસ્થાને ઘટતું માન આપી ચાલવું. ન્યાયની અદાલતમાં જેને પંચ તરીકે બોલાવવામાં આવે, તેણે તે કામ કરતાં બબડવું નહિ અને ઈશ્વરને માથે રાખી કામ કરવું. તેમજ અદાલતમાં સાક્ષી આપવા જતાં આચકો ખાવો નહિ, અને ન્યાયને મદદ કરવાને ખરી જુબાની આપી આવવી. ગામનો, નગરનો, કે દેશનો વહીવટ ચલાવવાને માટે નાણું અવશ્ય જોઈએ, તે માટે સ્થાનિક કે

રાજ્યના કર આપવાના હોય છે. તે સઘળા કર રાજીખુશીથી અને પુરેપુરા આપવા. એમાં ચોરી કે લુચ્ચાઈ કરવામાં આવે તો ઉપજને ધોકો લાગે; અને તેથી અંતે વહીવટમાં ખામી પડે અને બીજાની સાથે આપણે પણ સોસવું પડે.

રાજ્યનાં અગત્યનાં બંધારણોમાં મ્યુનિસિપાલિટિ, લોકલ બોર્ડ કે ગામપંચ જેવાં મંડળો કેટલેક ઠેકાણે હોય છે. એ મંડળોને ગામ કે નગરના રસ્તા બાંધવા, લોકની શરીરસુખાકારી જાળવવી, લોકનાં બાળકને કેળવણી આપવી, ગરીબ કે રોગીની સંભાળ લેવી, વગેરે કામો કરવાનાં હોય છે. એ કામો કરવાને માટે ગામ કે નગરના કેટલાક પ્રતિષ્ઠિત માણસોને પસંદ કરી નીમવામાં આવે છે. એવા ગૃહસ્થો પસંદ કરવાને જે જે નાગરિકોને હક હોય છે તેમનો ધર્મ છે, કે તેમણે પોતાનો મત વેચવો નહિ, અને નાલાયક માણસને આપવો નહિ. મંડળનો કારભાર ચલાવનાર માણસોએ પણ કોઈની શેહમાં તણાઈને કે પોતાનું અથવા પોતાના લાગતા વળગતાનુંજ હિત થાય એવી રીતે કારભાર ચલાવવો નહિ. તેમણે જેથી આખા ગામનું, નગરનું, કે દેશનું હિત થાય એવી રીતે વર્તવામાં ખરો નાગરિક ધર્મ રહેલો છે એમ સમજવું. ટુંકાણમાં જેને જે જે અધિકાર પ્રાપ્ત થયો હોય તેણે તે ખંતથી, ઉદ્યોગથી, પ્રમાણિકપણે, અને એકસંપથી ચલાવવો, અને બીજા નાગરિકોએ તેને એ કામમાં મદદ કરવી. જે દેશમાં અને જે રાજ્યમાં સઘળા લોક પોતાના જુદા જુદા નાગરિક ધર્મ સમજી વર્તન કરે છે, તે દેશ અને તે દેશનું રાજ્ય સર્વોપરિ કહેવાય છે.

# पाठ २. भास्कराचार्य.

ઘણા પ્રાચીન સમયમાં આપણા લોકોએ ખગોળવિદ્યામાં કેટલુંક સંશોધન કર્યું હતું. એ ઉપરથી જણાય છે કે તેઓ ખગોળવિદ્યાનો અભ્યાસ કરતા હશે. ઋગ્વેદમાં કેટલુંક વર્ણન છે, તે પરથી જણાય છે કે ચંદ્રની ગતિને અનુસરીને હિંદુઓએ વર્ષના બાર માસ કર્યા હતા, અને તે વર્ષને સૂર્યની ગતિથી થતા વર્ષ સાથે બંધ બેસતું કરવા માટે તેમાં અધિક માસ ઉમેરતા હતા. યજ્ઞ જેવાં ધર્મકાર્યને અર્થે હિંદુઓ આકાશનું નિરીક્ષણ કરતા. ઋગ્વેદના દસમા મંડળમાં કેટલાંક નક્ષત્રનાં નામ છે. લાંબા યજ્ઞ કે સત્ર ક્યારે આરંભવાં અને ક્યારે સમાપ્ત કરવાં, તે જાણવા માટે આકાશનું અવલોકન જરૂરનું હતું. દક્ષિણાયનમાં કોઈ પણ સત્રનો આરંભ થઈ શકતો નહિ; કેમકે એ કાળ દેવકાર્ય માટે અશુભ ગણાતો. સૂર્યની ગતિને અનુસરીને સત્ર સામાન્ય રીતે એક વર્ષ પહોંચતું. તેના બે વિભાગ હતા, અને દરેક ૭ માસ ચાલતો. બેની વચ્ચેનો મધ્ય દિવસ વિષુવ કહેવાતો. આ પ્રમાણે હિંદુઓએ જ્યોતિષનું કેટલુંક જ્ઞાન ઘણા પ્રાચીન સમયથી મેળવ્યું હતું. પાછળથી ગ્રીક લોકોના સમાગમથી એ જ્ઞાનમાં તેઓએ ઘણો વધારો કર્યો. બાર રાશિનાં નામ તેમણે ગ્રીક લોકો તરફથી મેળવ્યાં એમાં સંશય નથી.

ઇ. સ.ના આરંભ પછી પ્રથમ હિંદુ જ્યોતિઃશાસ્ત્રી આર્યભટ્ટ હતો. ઇ. સ. ૪૭૬માં તે પાટલિપુત્રમાં જન્મ્યો હતો, એમ તેના લેખ પરથી જણાય છે. ઇ. સ. ૪૯૯માં તેણે આર્યભટ્ટીય નામનો ગ્રંથ રચ્યો. એ ગ્રંથમાં તેણે પૃથ્વીની દૈનિક ગતિનું વિવરણ કર્યું છે. તે કહે છે કે જેવી રીતે આપણે વહાણમાં બેઠા હોઈએ, અને વહાણ ચાલતું હોય તે વખતે આપણને સ્થિર પદાર્થો ઉલટી દિશામાં ચાલતા માલમ પડે છે, તેવીજ રીતે તારા સ્થિર છે, તોપણ દર રોજ ફરતા માલમ પડે છે. સૂર્ય અને ચંદ્રગ્રહણ વિષે તેણે ખરી શોધ કરી હતી, તેમજ પૃથ્વીનો પરિઘ ૩,૩૦૦ યોજન છે એ તેની ગણતરી

લગભગ ખરી છે. વરાહમિહિર એ બીજો પ્રાચીન પ્રસિદ્ધ જ્યોતિઃશાસ્ત્રી છે. એ ઉજ્જૈન પાસે જન્મ્યો હતો. એ ઇ. સ.ના છઠ્ઠા સૈકામાં થઈ ગયો. એણે બૃહત્સંહિતા નામે ગ્રંથ રચ્યો છે. તેમાં સૂર્ય, ચંદ્ર, પૃથ્વી વગેરે ગ્રહો, વરસાદ, પવન, ધરતીકંપ, હિંદની ભૂગોળ વગેરે અનેક વિષયોનું વિવેચન કર્યું છે. સાતમા સૈકામાં બ્રહ્મગુપ્ત થઈ ગયો. તેણે ઇ. સ. ૬૨૮માં બ્રહ્મસિદ્ધાંત નામનું ખગોળ વિષે પુસ્તક રચ્યું. એના પછી પ્રસિદ્ધ જ્યોતિઃશાસ્ત્રી ભાસ્કરાચાર્ય થયો.

ભારતવર્ષનું ભૂષણ ભાસ્કરાચાર્ય સહ્યાદ્રિની પાસે વિજ્જડવિડ નામે એક ગામમાં શકે ૧૦૩૬ એટલે ઇ. સ. ૧૧૧૪માં જન્મ્યો હતો. એ ગામથી અગ્નિકોણમાં આસરે ૧૦૦ માઇલ ઉપર કલ્યાણ નામે શહેર હતું. તેમાં વિજ્જલ નામે જૈન રાજા રાજ્ય કરતો હતો. તે રાજા અને ભાસ્કરાચાર્ય સમકાલીન હતા એમ એક લેખ પરથી જણાય છે. એ વૈષ્ણવ હતો એમ એના ગ્રંથ પરથી સમજાય છે. એણે ઘણા યજ્ઞો કર્યા હતા. એના પિતાનું નામ મહેશ્વર હતું. તે તેના વખતના સર્વે જોશીઓમાં શ્રેષ્ઠ હતો. એનો પિતાજ એનો ગુરુ હતો, એમ એના બીજગણિતના છેલ્લા શ્લોક ઉપરથી જણાય છે. એણે સિદ્ધાંતશિરોમણિ નામનો પ્રસિદ્ધ ગ્રંથ રચ્યો છે. એ ગ્રંથ એણે ૩૬ વર્ષની વયે રચ્યો. એના ચાર અધ્યાય છે. પ્રથમ અધ્યાય લીલાવતીમાં અંકગણિતનો વિષય છે. એને ગણિતપાટી પણ કહે છે. એની પૂર્વે થઈ ગએલા શ્રીધરાચાર્યના ગણિતસારને અનુસરી એણે એ ગ્રંથ બનાવ્યો. એ ગ્રંથ વિષે એવી દંતકથા છે કે ભાસ્કરને પોતાની છોકરી લીલાવતીની જન્મકુંડળી કરતાં બાળવિધવાયોગ માલમ પડ્યો, તેથી તેનો વિવાહ કર્યો નહિ, પણ તેનું નામ અમર રાખવા તેના નામથી પાટીગણિત બનાવ્યું. લીલાવતી ગ્રંથ પર ઘણી ટીકાઓ સંસ્કૃતમાં છે. એ ગ્રંથનું ભાષાંતર આપણા દેશની અને યુરોપની ઘણીખરી ભાષાઓમાં થયું છે. સિદ્ધાંતશિરોમણિના બીજા અધ્યાયમાં બીજગણિત અથવા અક્ષરગણિતનો વિષય છે. એ બીજગણિત નામથી પ્રસિદ્ધ છે. ભૂમિતિના સિદ્ધાંત બીજગણિતની રીતે પ્રથમ સિદ્ધ કરી બતાવવાનું

માન ભાસ્કરાચાર્યને ધટે છે. ગણિતાધ્યાય અને ગોલાધ્યાય એ ગ્રંથના છેલ્લા બે અધ્યાય છે. એમાં ખગોળવિદ્યાનો વિષય છે. એ ભાગ એટલો પૂર્ણ છે કે તેમાંની ગણિતપદ્ધતિ હાલ પશ્ચિમ તરફના દેશોના જ્યોતિષ ગ્રંથોમાંની પદ્ધતિને સંપૂર્ણ રીતે મળતી આવે છે. એ બંને અધ્યાય પર ભાસ્કરે પોતે ટીકા લખી છે. ગોલાધ્યાયના એક ભાગમાં આકાશની નિરીક્ષા કરવા માટે જુદાં જુદાં યંત્રો શી રીતે બનાવવાં તેનું નિરૂપણ છે. ભાસ્કરના સમયમાં લલ્લ નામના ગણિતશાસ્ત્રીના સિદ્ધાંતોનો અભ્યાસ કરવાનો ચાલ હતો. એજ સિદ્ધાંતો શીખી ભાસ્કરાચાર્યે સિદ્ધાંતશિરોમણિ રચ્યો, અને તેમાં લલ્લના મતનું ખંડન પણ કર્યું છે.

ભાસ્કરે કરણકુતૂહલ નામે એક બીજો ગ્રંથ ઇ. સ. ૧૧૮૩માં એટલે તેની ૬૯ વર્ષની ઉંમરે રચ્યો. તે ઉપરથી સમજાય છે, કે ઘડપણમાં પણ એની મન અને શરીરની શક્તિ સારી હતી. એ જેવો જ્યોતિષમાં નિપુણ હતો તેવો ઉત્તમ કવિ પણ હતો. આ આચાર્યની પછી ગણેશદૈવજ્ઞ સિવાય બીજો કોઈ સમર્થ જોશી હિંદુસ્તાનમાં થયો નથી.

---

દક્ષિણાયન—સૂર્યનું વિષુવવૃત્તથી દક્ષિણે જવું તે.
દૈનિક—દિવસની.
નિરૂપણ—વર્ણવવું તે; વર્ણન.
મંડળ—પ્રકરણ.
વિવરણ—ખુલાસો; વિવેચન.
સમકાલીન—એક સમયમાં થએલા

---

## पाठ ३. प्रभुप्रार्थना.

### शिखरिणी.

प्रभो अंतर्यामी, जीवन जीवना दीनशरणा,
पिता माता बंधु, अनुपम सखा हितकरणा;
प्रभा कीर्ति कांति, धन विभव सर्वस्व जनना,
नमुं छुं वंदुं छुं, विमळ मुख स्वामी जगतना. १.

સર્વે અદ્ભુતોમાં, તુજ સ્વરૂપ અદ્ભુત નીરખું,
મહાજ્યોતિ જેવું, નયન શશી ને સૂર્ય સરખું;
દિશાની ગુફાઓ, પૃથિવી ઉંડું આકાશ ભરતો,
પ્રભો તે સૌથીએ, પર પરમ તું દૂર ઊડતો. ૨.

પ્રભો તું આદિ છે, શુચિ પુરુષ પુરાણ તુંજ છે,
તું સૃષ્ટિ ધારે છે, સૃજન પ્રલયે નાથ તુંજ છે;
અમારા ધર્મોનો, અહરનિશ ગોપાળ તુંજ છે,
અપાપી પાપીનું, શિવસદન કલ્યાણ તુંજ છે. ૩.

પિતા છે એકાકી, જડ સકળ ને ચેતનતણો,
ગુરુ છે મોટો છે, જનકુલતણો પૂજ્ય તું ઘણો;
ત્રણે લોકે દેવા, નથી તુજ સમો અન્ય ન થશે,
વિભુરાયા તુંથી, અધિક પછી તો કોણજ હશે? ૪.

વસે બ્રહ્માંડોમાં, અમ ઉર વિષે વાસ વસતો,
તું આંખેમાં આંખે, પણ સમીપમાં નિત્ય હસતો;
નમું આત્મા ઢાળી, નમન લળતી દેહ નમજો,
નમું કોટી વારે, વળી પ્રભુ નમસ્કારજ હજો. ૫.

અસત્યો માંહીથી, પ્રભુ પરમ સત્યે તું લઈ જા,
ઉંડા અંધારેથી, પ્રભુ પરમ તેજે તું લઈ જા;
મહામૃત્યુમાંથી, અમૃત સમીપે નાથ લઈ જા,
તું હીણો હું છું તો, તુજ દરસનાં* દાન દઈ જા. ૬.

* દર્શનનાં.

पिता पेलो आघे, जगत वींटतो सागर रहे,
अने वेगे पाणी, सकळ नदीनां ते गम वहे;
वहो एवी नित्ये, मुज जीवननी सर्व झरणी,
दयाना पुण्योना, तुज प्रभु महासागर भणी. ७.

थतुं जे कायाथी, घडीक घडी वाणीथी उचरूं,
कृति इंद्रियोनी, मुज मन विषे भावज स्मरूं;
स्वभावे बुद्धिथी, शुभ अशुभ जे कांईक करूं,
क्षमा दृष्टे जो जो, तुज चरणमां नाथजी धरूं. ८.

नानालाल.

---

અહર્નિશ—રાતદહાડો.
એકાકી—એક; એકલો.
ગોપાલ—રક્ષણ કરનાર.
પ્રલય—કલ્પને અંતે પૃથ્વી પર પાણી ફરી વળવું તે; સૃષ્ટિનો નાશ.
વિભુરાયા—સર્વવ્યાપી રાજા.
શિવસદન—કલ્યાણનું ઠામ.
શુચિ—શુદ્ધ; પવિત્ર.
સૃજન—સૃષ્ટિનું પેદા થવું તે.

---

# पाठ ४. द्रव्य अने तेनुं उत्पादन.

એક દહાડો લલ્લુભાઈ અને છગનલાલ નામે બે છોકરા નિશાળના ઓટલા પર બેસી વાતો કરતા હતા, એટલામાં તેમના ગામનો એક કણબી ત્યાં આગળ થઈને જતો હતો. તેને જોઈ છગનલાલ બોલ્યો, કે આ કણબી ભિખારી છે. પાસેના ઓરડામાં મહેતાજી બેઠા હતા, તેમના કાન પર આ શબ્દો પડ્યા. એ ઉપરથી તેમણે બહાર આવી છગનલાલને કહ્યું, કેમ છગનલાલ, કોઈને ભિખારી કહેવો એ સારૂં કહેવાય ?

છગનલાલ—મહેતાજી સાહેબ, જે માણુસ પાસે પૈસા કે નાણું ન હોય, તેને ભિખારી કહેવો તેમાં ખોટું શું? પેલો કણબી પૈસાદાર હોય તો તે મારા બાપા કનેથી શા માટે કરજે રૂપીઆ લઈ જાય?

મહેતાજી—ત્યારે તો જેટલા દેણદાર તેટલા ભિખારી, અને લેણદાર તેટલા દ્રવ્યવાન, એવો તમારા બોલવાનો અર્થ થયો.

છગનલાલ—હા, સાહેબ.

મહેતાજી—એ કણબી પાસે ભોંયભાડું, ઘરબાર, રાચરચીલું, વગેરે નથી કે?

છગનલાલ—એ સઘળું હોય તેથી શું થયું? પૈસા ક્યાં છે?

મહેતાજી—જેની પાસે પૈસો હોય તેજ દ્રવ્યવાન છે એમ તમે સમજો છો, પણ એ સમજણ ખોટી છે. પૈસો એકલો દ્રવ્ય નથી. જે જે વસ્તુ માણુસને જરૂરની અથવા ઉપયોગી હોઈ મહેનતથી કે બદલાથી મેળવી શકાય છે, તે સઘળી વસ્તુઓ દ્રવ્ય કહેવાય. ભોંયભાડું, ઘરબાર, ઢોરઢાંકર, ખનિજ, તેમજ જમીન, જંગલ, દરીઆ વગેરેની પેદાશ, ખેતી વગેરેનાં ઓજારો, બીજી ખાનપાનની ચીજો, લુગડાંલત્તાં, વાસણકુસણ વગેરે અનેક ચીજોનો દ્રવ્યમાં સમાવેશ થાય છે. એવી સઘળી ચીજો આપણુને પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે સુખ આપનારી હોઈ ઉપયોગી છે, અને આપણે મહેનત કરીને ઉત્પન્ન કરીએ તોજ તેનો ઉપભોગ મળે છે.

છગનલાલ—ત્યારે જે પદાર્થ ઉપયોગી હોય, પણ વગર મહેનતે મળે એવો હોય તે દ્રવ્ય નહિ કહેવાય કે?

મહેતાજી—જે પદાર્થ આપણુને અનાયાસે મળે છે, તે ગમે તેટલો ઉપયોગી હોય તોપણ તે દ્રવ્ય કહેવાય નહિ. ઉદાહરણ, હવા ઘણી ઉપયોગી છે, તોપણ તે મહેનત કર્યા વિના જેટલી જોઈએ તેટલી મળે છે તેથી તે દ્રવ્ય કહેવાય નહિ. એમ છતાં સ્થળના કારણથી એવા પદાર્થનો સમાવેશ દ્રવ્યમાં થાય છે અથવા થતો નથી, એવું કોઈ

બને છે. આપણા ગામમાં નદી હોવાથી આપણને પુષ્કળ પાણી વગર મહેનતે મળે છે, તેથી આ ઠેકાણે પાણી દ્રવ્ય તરીકે ગણાય નહિ; પણ સુરત કે અમદાવાદ જેવાં મોટાં શહેરોમાં ઘણી મહેનતે, કે ઘણો ખરચ કરી પાણી છેટેથી લાવવું પડે છે, તેથી તે ઠેકાણે પાણી દ્રવ્ય છે. છગનલાલ, કોઈ માણસ પાસે પૈસો ન હોય, તેથી તેને ભિખારી કહેવો એ સભ્ય પુરુષનું લક્ષણ નથી. જેની પાસે પૈસો ન હોય પણ બીજું દ્રવ્ય હોય, અને જે ફરી ફરીને દ્રવ્યનું ઉત્પાદન કરી શકે એવો હોય તેને પણ દ્રવ્યવાન જાણવો.

**છગનલાલ**—સાહેબ, દ્રવ્યનું ઉત્પાદન એટલે શું, અને તે શાથી થાય?

**મહેતાજી**—દ્રવ્યનું ઉત્પાદન એટલે સૃષ્ટ પદાર્થોને ઉપયોગી કરવા તે. ઉદાહરણ, જમીનમાંથી ધાતુ ખોદી કાઢી શુદ્ધ કરવી, જમીનને સુધારવી, વગેરે. પૃથ્વીના કયા પડમાં ધાતુ હોય છે, તે જાણીને ધાતુને ખોદી કાઢી શુદ્ધ કરે છે, ત્યારે તે માણસના ઉપયોગમાં આવે છે. જમીનના, પાણીના, ખાતરના, ઋતુઓના, વગેરે અનેક જાતના જ્ઞાનવાળો માણસ મહેનતથી તેમનો ઉપયોગ કરે છે, ત્યારેજ તેને અનેક પ્રકારનું ખેતીનું દ્રવ્ય મળે છે. મૂળ એક જાતનું ઘાસ હતું તેને સુધારતાં સુધારતાં ઘણા કાળને અંતે માણસ તેમાંથી ઘઉંનો છોડ ઉત્પન્ન કરી શક્યો છે. હાલ ઘોડા, બળદ, વગેરે જુદા જુદા ગુણવાળાં વાહનો આપણા ઉપયોગમાં આવે છે, તે પણ ઘણા કાળની મહેનત પછી એવાં ઉપયોગી કરવામાં આવ્યાં છે. એ ઉપરથી એટલું સમજાયું હશે, કે જમીન જેવા સૃષ્ટ પદાર્થો અથવા કુદરત અને માણસની મહેનત એ બે દ્રવ્યોત્પાદનનાં મુખ્ય સાધન છે. મહેનતમાં માણસનું જ્ઞાન, અને આવડત વગેરેનો સમાવેશ થાય છે.

**છગનલાલ**—એ બે સિવાય દ્રવ્ય ઉત્પન્ન કરવામાં બીજા કોઈ સાધનની જરૂર છે ખરી?

**મહેતાજી**—હા. ખેડુત ખેતી કરવા માંડે, તે પછી કેટલાક માસ વીતે ત્યારેજ તેને પોતાની મહેનતનું ફળ મળે છે; પણ એ દરમિઆન તે શું ખાઈને જીવે? જો તેણે આગળ ઉત્પન્ન કરેલા દ્રવ્યમાંનો કંઈક ભાગ સંઘરી રાખ્યો હશે, તો તે વડે તે પોતાનો નિર્વાહ ચલાવી શકશે. એમ નહિ કર્યું હશે તો કોઈ ધીરનાર પાસેથી પોતાને જોઈતું દ્રવ્ય લાવશે. જો એ ધીરનારે આગળ ઉત્પન્ન કરેલા દ્રવ્યમાંથી કંઈ બચાવ કર્યો હશે, તોજ તે તેને જોઈતું દ્રવ્ય ધીરી શકશે. એમ નવું દ્રવ્ય ઉત્પન્ન થતાં સુધી પેદા કરનારને પોતે કે બીજાએ આગળથી સંઘરી રાખેલા થોડા ઘણા દ્રવ્યની જરૂર છે. એવા સંઘરી રાખેલા દ્રવ્યને મુડી કહે છે. મુડીમાં સંઘરી રાખેલાં ઓજાર, ધાન્ય વગેરેનો સમાવેશ થાય છે.

**છગનલાલ**—હવે હું સમજ્યો, કે દ્રવ્યના ઉત્પાદનને માટે ત્રણ સાધન જરૂરનાં છે; (૧) કુદરત, (૨) મહેનત, અને (૩) મુડી.

---

| | |
|---|---|
| અનાયાસે—વગર મહેનતે; સહજ. | સૃષ્ટ—પેદા થએલા, ઉત્પન્ન કરેલા. |
| પરોક્ષ—નજરે ન પડે તેમ. | |

---

## પાઠ ૫. મનુષ્યની મુખ્ય જાતો.

મનુષ્યના વિભાગ પાડી ભિન્ન ભિન્ન જાતો ઠરાવેલી છે. ચામડીના જુદા જુદા રંગ, ભાષા, માથાની શીકલ, વાળનો દેખાવ ઇત્યાદિ પરથી વિદ્વાનોએ એ જાતો નક્કી કરવાનો પ્રયત્ન કર્યો છે

દુનિયાના તમામ ભાગોમાં, તેમાં મુખ્યત્વે કરીને યુરોપ અને અમેરિકામાં ગોરી ચામડીવાળા લોકો જોવામાં આવે છે. એમાંના કેટલાક લોકો **અંગ્રેજ**, **સ્વીડ**, અને **જર્મનો**માંના થોડાઘણાની પેઠે ઉંચા છે, અને તેમની ચામડીનો રંગ રાતો, વાળ સુંદર, અને આંખો આસમાની કે ભુરી છે. કેટલાક લોકો ઠીંગણા છે અને તેમની ચામડીનો રંગ ઝાંખો, અને વાળ તથા આંખો કાળી છે. ઉપલા બેમાંના પહેલા વર્ગના લોકોનાં માથાં લાંબાં અને બીજા વર્ગના લોકોનાં



ગોરી ચામડીવાળો યુરોપવાસી.

માથાં પહોળાં અથવા કંઈક ગોળ છે; વળી એ બે વર્ગોના સેળભેળથી ત્રીજો સમૂહ બન્યો છે. એ સમૂહમાંના લોકોના વાળ કાળા ન હોતાં બદામી છે, અને આંખો આસમાની, બદામી કે ભુરી છે; ચામડીનો રંગ રાતો છે, અને શરીરનું કાઠું તથા માથાનો ઘાટ મધ્યમ પ્રમાણમાં છે. ઘણાક **અંગ્રેજો** આ વર્ગમાં આવે છે. આ ગોરી પ્રજાઓમાં ઈંગ્લાંડ, ફ્રાન્સ, સ્પેન, ઇટલિ, રશિઆ, જર્મનિ, અને નોર્વેની પ્રજાઓનો સમાવેશ થાય છે. એમાંના ઘણાખરા લોકો આર્ય ભાષાઓ બોલે છે. હિંદુસ્તાનની આર્ય ભાષાઓ જોડે એ ભાષાઓનો સંબંધ છે.

એશિઆમાં ભિન્ન ભિન્ન વર્ણના પુષ્કળ લોકો દીઠામાં આવે છે. એશિઆના પશ્ચિમ ભાગમાં જે લોકો વસે છે તેમની ચામડીનો રંગ ઝાંખો બદામી કે ભુરો અથવા લગભગ ધોળો, વાળ કાળા, અને દાઢી મોટી હોય છે. તેઓ **અરબ** અને **યાહુદી** છે. તેમની ભાષા પરસ્પર મળતી આવે છે, પરંતુ આર્ય નથી. ઇરાની લોકોની ચામડીનો વર્ણ પણ આછો ભુરો છે અને વાળ કાળા છે. **પારસીઓ**ની ચામડી પણ આછા બદામી રંગની છે અને વાળ કાળા છે. તેઓ પ્રાચીન ઇરાનીઓના વંશના છે. ઘણાખરા બ્રાહ્મણો પણ આછા ભુરા રંગના છે, પરંતુ ઘણાખરા હિંદુઓની ચામડી ઘઉંવર્ણી છે, અને આંખો કાળી છે. તેમના વાળ કાળા અને સીધા છે. તેઓ ઈરાનીઓના ગોત્રી છે. બન્નેની ભાષા

આર્ય કહેવાય છે; વળી હિંદુસ્તાનમાં બીજા લોકો વસે છે, તેમાંના કેટલાક કાળા અથવા લગભગ શામળા છે, અને કેટલાકનો રંગ પીળો છે.

પરંતુ પીળા વર્ણની જાતો મુખ્યત્વે ચીન, જાપાન, ટિબેટ, તાર્તરિ, બ્રહ્મદેશ, અનામ, અને શિઆમમાં વસે છે. એ જાતોમાંની એક અતિપ્રખ્યાત જાત મૉંગોલ લોકોની છે, તેમાં જાપાનીઓનો તથા ઘણાક ચીના અને તાતારોનો સમાવેશ થાય છે. તાતારો અને તુર્ક જાતના લોકો એકજ નથી પણ જુદા છે, તથાપિ તેમની વચ્ચે સગપણ છે. તુર્ક જાત પ્રથમ મધ્ય એશિઆમાં વસતી હતી. મૉંગોલ લોકોના ગાલનાં હાડકાં ઉપસેલાં, આંખો ત્રાંસી અને સાંકડી, વાળ સીધા અને કાળા, તથા દાઢી આછી હોય છે. બીજી પ્રખ્યાત જાત મલાઈ લોકોની છે. તે જાવા, સુમાત્રા વગેરે ટાપુઓમાં વસે છે. તેમનાં પણ ગાલનાં હાડકાં ઉપસેલાં છે ને વાળ કંઈક સીધા છે. આસ્ટ્રેલિઆ, એશિઆ, અને અમેરિકા વચ્ચે આવેલા પાસિફિક મહાસાગર માંહેલા દ્વીપોમાં વસનારા લોકોમાંના કેટલાક મલાઈઓના કુટુંબી છે. તેઓ ઘણુંકરીને ઉંચા અને રૂપાળા છે, પરંતુ જંગલી દશામાં છે. એમાંના બીજા ટાપુઓમાં એક બીજી જંગલી જાત વસે છે, તેની ચામડી ઘેરા બદામી રંગની, વાળ વાંકડીઆ, અને કાઠું નીચું છે. એ છેલ્લી જાતના લોકો ઘણી વાર માણસોનો આહાર કરે



ચીનો.



મલાઈ.



પાપુઅન.
પાસિફિક મહાસાગરના
બેટનો વતની.



રાતી ચામડીવાળો ઇંડિઅન.

અમેરિકાના મૂળ વતનીઓ પણ બહુધા રંગે પીળા છે, અને તેઓમાંના કેટલાક મોંગેલ જાતના લોકોના ગોત્રી હોય એમ લાગે છે; પરંતુ ઉત્તર અમેરિકામાં કેટલીક પ્રસિદ્ધ જાતો છે, તેમની ચામડીનો રંગ તાંબાના જેવો રતાશ પર છે. તેઓ રાતી ચામડીવાળા ઇંડિઅન કહેવાય છે.



કાળી ચામડીવાળો હબસી.

કાળી ચામડીવાળી જાતો મુખ્યત્વે આફ્રિકામાં જોવામાં આવે છે, તથાપિ એમાંની કેટલીક જાતો એશિઆ, અમેરિકા, અને આસ્ટ્રેલિઆમાં પણ છે. તેમના પગ પાતળા, વાળ ગુચ્છળાં ગુચ્છળાંવાળા અથવા ઊનના જેવા, નાક ચપટાં અને પહોળાં, તથા હોઠ લબડતા છે. કેટલાક લોકો ઉંચા, જબરા, અને સારા લડવૈયા નીવડે એવા છે; પરંતુ કેટલીક જાતના લોકો ઠીંગણા હોઈ અરણ્યમાં રહે છે અને છેક જંગલી અવસ્થામાં છે. સામટે મેળે જોતાં કાળી ચામડીવાળી જાતો મનુષ્યની હરકોઈ બીજી જાત કરતાં સુધારામાં પછાત છે.





# पाठ ६. बागलाणनो किल्लो.

સૃષ્ટિમાંનાં ઘણાં રમણિક સ્થળો, જ્યાં અપ્સરાઓ પણ રમવા આવે, તથા સ્વર્ગવાસીઓને પણ વાસો કરવો ગમે, એવા એક રળિઆમણા સ્થળમાં એક કિલ્લો બાંધેલો હતો, અને તેની નીચે એક સુંદર નાનું શહેર વસેલું હતું. એ શહેરની ચોતરફ ઉંચા ઉંચા પહાડોનો કોટ થઈ રહેલો હતો; અને તેમાંનાં ઘરો વચલા પોલાણમાં ચઢતાં ઉતરતાં

ઘણુંજ ખૂબસુરત હારબંધ બાંધેલાં હતાં. આ શહેરનું પહાડોને લીધે પરમેશ્વર તરફથી રક્ષણ થએલું હતું, તોપણ તેનો વધારે બચાવ કરવા સારૂ તેની આસપાસ ફરતો ઘણો મજબુત પત્થરનો કોટ હતો, અને તેની સાથે વળી એક ઉંચી ટેકરી જેની નીચે સઘળું શહેર આવી રહ્યું હતું, તે ઉપર એક કિલ્લો બાંધેલો હતો. એ શહેરનું નામ બાગલાણ હતું, અને તે દેવગઢના રાજા રામદેવના તાબામાં હતું. કિલ્લો ઘણો મજબુત તથા શોભિતો હતો, અને તેમાં રહેવાને સારૂ ઘણો વગ હતો; વળી તેની આસપાસની જગા પણ એવી શોભાયમાન હતી, કે તેનું યથાસ્થિત વર્ણન કોઈ મોટા કવિની કલ્પનાશક્તિથી પણ થઈ શકે નહિ. ચોતરફ ઉંચા ઉંચા પહાડો હતા, અને તેઓ સૂર્યોદય અથવા સૂર્યાસ્ત થતી વખતે એવા તો મનોહર લાગતા કે તે જોવાને જેટલો શ્રમ તથા પૈસો ખરચીએ તેટલો સઘળો વળી જાય. તેઓના ઉપર પુષ્કળ ઝાડી હતી, અને સાગ, આંબા, વગેરે ઝાડો નાટકશાળાની બેઠકની પેઠે એક ઉપર એક ઊગેલાં હતાં. તે જોઈને આંખને આનંદ તથા સંતોષ ઉપજતો હતો. એ ઝાડીઓમાં વાઘ, રીંછ, વગેરે રાની પશુઓ નિરંકુશ અમલ ચલાવતાં હતાં, અને તેઓના રાજ્યપદ વિષે તકરાર લેનાર માણસ ત્યાં ક્વચિતજ આવતું હતું. નાનાં મોટાં પક્ષીઓ ઘણા મધુર નાદથી તે સ્થળને ગજાવી મૂકતાં, અને તેઓનાં સુંદર રંગબેરંગી પીછાંનો ઝળકાટ તડકામાં પડતો, તે જોઈને ઈશ્વરની લીલાથી મન વિસ્મિત થયા વિનાં રહેતુંજ નહિ; વળી ઠેકાણે ઠેકાણે નાની નાની નદીઓ વહેતી હતી, અને જ્યારે તેઓ ઉંચી જગાએથી ઉતરતી, અને પથરાઓ ઉપર અથડાતી, નાના છોડવા તથા ફૂલોને છૂંદતી, તથા પહાડોના ઘસારાથી પડેલા નાના કાંકરાઓમાં રમતી આગળ ચાલતી, ત્યારે તેમની સ્થિતિ જોઈને આપણને આપણી બાલ્યાવસ્થા યાદ આવ્યા વિના રહેતી નહિ. બીજી કેટલીએક નદીઓ ઉંચા ટેકરાઓ ઉપરથી નીચે પડતી, તેના મોટા ધોધવાથી ગર્જના થઈ રહેતી. તેના ઉપર ફીણના જે ગોટા આવતા, અને તે ઉપર જ્યારે સૂર્યનાં કિરણ પડતાં ત્યારે તેઓનું વક્રીભવન થઈને તેઓમાંના સાત જુદા જુદા રંગો છુટા પડીને ઈંદ્રના ધનુષ જેવો જે આકાર ત્યાં થતો, તે ઘણોજ આશ્ચર્યકારક લાગતો હતો. એવા ધોધવાઓ

માણસના શરીર ઉપર જોવામાં આવે છે, તે કરતા તેની ઉંમર વધારે ખાતી હતી. કોઈપણ તંદુરસ્ત માણસની જુવાની ચાળીસ વર્ષે તી રહેતી નથી; અને કેટલાએક દેશમાં તો તે વખતે માણસ ભર-જુવાનીમાં ગણાય છે; પણ તે પુરુષનાં વર્ષ વધારે ઝડપથી દોડ્યાં હતાં, તથા કાળચક્રનો ઘસારો તેના ઉપર વધારે થયો હતો. તેનું શરીર ૫૦ અથવા ૫૫ વર્ષની ઉંમરના માણસના જેવું દેખાતું હતું. ઘણી ચિંતાથી તેના ગાલ બેસી ગએલા હતા, તથા સર્વાંગે નિમાળા સફેદ થઈ ગયા હતા; તોપણ તેની આંખમાંથી જુસ્સો હજી મરી ગએલો ન હતો, અને તેના બંને ડોળા અગરજો ઉંડા પેઠેલા હતા તોપણ તેઓમાં હજી શુરાતનનું તેજ હતું. તેની શીકલ ઉપરથી હજી જણાતું હતું, કે તેના-માંથી તેનો અવિચારી હઠીલો સ્વભાવ ગએલો ન હતો. તેનો સઘળો દેખાવ માન આપવા યોગ્ય હતો, અને તેણે કોઈ વેળા સારા દહાડા જોયા હોય એમ તેને જોતાંજ જણાતું હતું. આવી સ્થિતિમાં ગુજરા-તનો છેલ્લો રજપુત રાજા કરણ વાઘેલો તેની તેર વર્ષની દીકરી દેવળ-દેવી સાથે તે ઓરડામાં વાતો કરતો હતો.

કરણઘેલો.

---

નિરંકુશ—દાબ વગર, સ્વતંત્રપણે.

યથાસ્થિત—જેવું હોય તેવું; યોગ્ય.

---

## पाठ ७. गरवी गुजरात विषे.

जय जय गरवी गुजरात!
जय जय गरवी गुजरात,
दीपे अरुणुं परभात,
ध्वज प्रकाशशे झळळळ कसुंबी, प्रेमशौर्य अंकित,
तुं भणव भणव निज संतति सउने, प्रेमभक्तिनी रीत—
ऊंची तुज सुंदर जात,
जय जय गरवी गुजरात.—१.

ગોસાંઈજી તેના વાક્યનું તાત્પર્ય સમજી ગયા, અને ખુશીથી તેને મળ્યા, તથા તેના સમાગમમાં રહ્યા. વૃંદાવનમાં રહી ઉપદેશ ને જ્ઞાન મેળવ્યા પછી તેમણે જે કવિતાઓ રચી તે સર્વ ઠેકાણે ફેલાઈ. ચિતોડમાં



ચિતોડનો જયસ્તંભ.

તે શેરીએ શેરીએ ગવાવા લાગી. ભોજરાજની ખાત્રી થઈ કે મીરાંબાઈએ મારા કુટુંબને ડાઘ લગાડવાને બદલે તાર્યું છે; તેથી તે વેષ બદલીને વૃંદાવન ગયો, અને મીરાંબાઈને મળીને તેની માફી માગવા લાગ્યો. આથી મીરાંબાઈ ખુશી થઈને સ્વામી સાથે ચિતોડ ગયાં, અને તેની સાથે આનંદથી રહેવા લાગ્યાં. તે છ માસ ચિતોડમાં રહેતાં, અને છ માસ યાત્રાએ જતાં. તેમણે કેટલોક વખત દ્વારકા અને ડાકોરમાં ગાળ્યો હતો તે દરમિઆન ગુજરાતી ભાષામાં ઘણી સારી કવિતા કરી હતી.

ગુજરાતી ભાષામાં મીરાંબાઈ પ્રથમ સ્ત્રીકવિ છે. એની કવિતા-માં ભક્તિભાવ અને પ્રેમરસ દીપી રહ્યા છે. એનાં પદો ગરબાના દિવસોમાં ઘણે સ્થળે ગવાય છે. નીચે આપેલાં જેવાં કેટલાંક તો અતિપ્રિય થઈ પડ્યાં છેઃ—

બોલ મા બોલ મા બોલ મા રે, રાધાકૃષ્ણ વિના બીજું બોલ મા.
સાકર શેરડીનો સવાદ તજીને, કડવો તે લીમડો ઘોળ મા રે, રાધા૦
ચાંદા સુરજનું તેજ તજીને, આગીઆ સંઘાતે પ્રીત જોડ મા રે, રાધા૦
હીરારે માણેક ઝવેર તજીને, કથીર સંઘાતે મણિ તોલ મા રે, રાધા૦
મીરાં કે' પ્રભુ ગિરિધર નાગર, શરીર આપ્યું સમતોલમાં રે, રાધા૦

કવિ નર્મદ કહે છે કે 'મીરાં કે' પ્રભુ ગિરિધર નાગર,' એ તૂક આપણાં બૈરાંઓ કોઈ દિવસ વીસરનાર નથી.

---

માર્મિક—છુપા અર્થ કે ભાવવાળું.
સુષુમણા—જે નાડીમાં બેઉ નસકોરાં-માંથી શ્વાસ સરખો આવજા કરે છે તે.

---

# પાઠ ૯. ખોરાકની સાચવણી.

આપણે સર્વે જાણીએ છીએ કે દરેક વસ્તુને હવાની અસર થાય છે. ટાઢ, તડકો, વરસાદ, પવન વગેરેને લીધે વસ્તુઓમાં કાંઈને કાંઈ વિકાર થાય છે. તેજ કારણોને લીધે દાણોદુણી તથા રાંધેલા ખોરાકને હવાની અસર લાગે છે. કેટલોક ખોરાક લાંબા વખત સુધી સારો રહી શકે છે અને બીજો કેટલોક બગડી જાય છે. દાખલા તરીકે દૂધ થોડા વખતમાં બગડી જાય છે. બટાટા થોડા દિવસ એવાને એવા રહે છે અને પછી તેમાંથી દુર્ગંધ નીકળે છે. કેળ'

ધીમે ધીમે પાકાં થાય છે, અને પછીથી તે કોહી જાય છે. ડાંગરમાં જીવાત પડે નહિ તેવી રીતે રાખવામાં આવે તો લાંબો સમય તે તેવી ને તેવી રહી શકે છે. જો આપણે થોડો વિચાર કરીશું તો સમજાશે કે ચોખા, કઠોળ, બાજરી, અને બીજાં અનાજ જેમાં પાણીનું તત્ત્વ ઓછું હોય છે તે લાંબો સમય તેવીને તેવી સ્થિતિમાં રહી શકે છે, પણ શાક તરકારી, તથા ફળફળાદિ થોડા વખતમાં બગડી જાય છે. કારણ કે તેમાં પાણીનો ભાગ વિશેષ હોય છે.

આપણા દેશમાં શાક, ભાજી, કંદમૂળ, તથા ફળફળાદિકનો પાક પુષ્કળ થાય છે, અને દરેક ઋતુમાં જુદાં જુદાં ફળ અને જુદાં જુદાં શાક ભાજી પુષ્કળ જથામાં ઉત્પન્ન થાય છે. તેમાંથી કેટલોક ભાગ સડી જાય છે અને તે ફેંકી દેવામાં આવે છે, કારણ કે તે લાંબો વખત રહી શકે નહિ. પરંતુ જો સંભાળપૂર્વક એ વસ્તુઓને સંઘરી રાખી હોય તો તેનો વધારે ઉપયોગ થઈ શકે. આ પ્રકારની રસદાર વસ્તુઓને તથા લીલાં શાક ભાજી વગેરેને સાચવી રાખવાના જુદા જુદા પ્રકાર છે. એક તો સૂકવણી કરવી, બીજું બહુ ગરમીમાં કે બહુ ઠંડીમાં તેને રાખવું, ત્રીજું અથાણું કરવું, અને ચોથું મુરબ્બો કરવો. આ પ્રકારે ફળફળાદિ કેવી રીતે સાચવી શકાય તે વિગતવાર જાણવાની જરૂર છે.

૧. રસદાર ફળફળાદિ કે શાક ભાજી સાચવી રાખવાની એક રીત એ છે કે તેમને સૂર્યના તડકામાં મૂકીને સૂકવી નાખવાં. પણ ધારો કે આપણે ખોરાકને સૂકવી નાખ્યા સિવાય એટલે તેમાં રહેલા રસ સહિત તેને જાળવી રાખવાની ઇચ્છા હોય તો આપણે જે સૂક્ષ્મ જંતુઓ તેમાં કોહવાટ કરે છે તે ન ઉત્પન્ન થાય તેવો ઉપાય લેવો જોઈએ. આ સૂક્ષ્મ વસ્તુ જીવાત નથી, પણ સૂક્ષ્મ જંતુઓ છે. (એ વનસ્પતિ છે.) તે એટલા બધા તો બારીક છે કે જો સૂક્ષ્મદર્શક યંત્ર વડે આપણે તેમને હજાર ગણા વધેલા જોઈએ તોજ તે જોઈ શકાય છે. એ જંતુઓ ધૂળમાં તેમજ હવામાં સર્વત્ર

રહે છે, અને ખોરાકને કોહવાડનાર પણ તેજ છે. જો એનો નાશ કરવામાં આવે અથવા ખોરાકમાંથી એને દૂર કરી નાખવામાં આવે તો ખોરાક કોહી જાય નહિ. અતિશય તાપ અથવા અતિશય ઠંડીમાં એવી વસ્તુઓ મૂકવાથી તે જંતુરહિત થઈ શકે છે. પોચા કે નરમ પદાર્થને જાળવી રાખવાની બીજી પણ એક રીત છે; અને તે એ છે કે જંતુ વિનાશક કોઈ અન્ય પદાર્થમાં તેને રાખી મૂકવો. આ પ્રયોગથી જંતુઓનો નાશ થાય છે અને તે ખાઈ શકાય એવો રહે છે. આવા પદાર્થને આથેલી વસ્તુ કહે છે.

આ પ્રમાણે ખોરાક સાચવવાની ચાર રીત છે. પદાર્થની સૂકવણી, તેને ગરમ કરવો તે, તેને ઠંડો રાખવો તે, તથા આથણા મુરબ્બાનો ઉપયોગ કરવો તે. ખોરાકની સૂકવણીની રીત સૌથી વધારે જુની અને ઉત્તમ છે. આપણા લોકો ગુવારસીંગ, કોઠમડાં, કારેલાં વગેરે અનેક લીલોતરીની સૂકવણી કરે છે. વિશેષ કરીને જૈન લોકોમાં કેટલાંક પર્વ વખતે લીલોતરી ખવાતી નથી, ત્યારે એ લોક આ પ્રકારની સૂકવણી ખાય છે.

કોંકણમાં કેળાંની છાલ ઉતારીને તેને તડકામાં સૂકવે છે, અને તેથી તે ઘણાં અઠવાડીઆં સુધી સારાં રહી શકે છે. તુર્કસ્તાન અને એશિઆ માઈનરમાં અંજીરને સૂકવી નાખીને તેમને ખોખામાં ભરી રાખે છે, અને તેથી તે મહીનાને મહીના સુધી સારાં રહી શકે છે. છેલ્લા મહાન વિગ્રહને વખતે ઉત્તર હિંદમાં લશ્કરને શાકની સૂકવણીજ આપવામાં આવતી હતી.

ખાવાની ચીજને તડકે નાખીને કાચલી જેવી કરવી એ સહેલામાં સહેલી રીત છે.

આપણા જેવા ઉષ્ણકટિબંધમાં આવેલા મુલકમાં તો આ રીત સરળ છે. વળી સૂર્યનો આકરો તડકો જંતુનાશક ગુણ ધરાવે છે; અર્થાત્ તે ખોરાકની ચીજોને સૂકવી નાખે છે એટલુંજ નહિ, પણ

જે જંતુઓ તેમાં કોહવાટ ઉત્પન્ન કરે છે તેનો પણ તેથી નાશ થઈ જાય છે. ખોરાકની કોઈ ચીજને સૂકવતાં પહેલાં પ્રથમ તેને સમારી તેના નાના નાના કકડા કરી નાખવા જોઈએ. પછી વાંસની ટોપલીમાં તેને પાથરી વખતો વખત તેને ઉપર નીચે કરતા રહેવું જોઈએ, કે જેથી તે ચારે ગમ સૂકાઈ જાય, તો પણ આવી રીતે સૂકવેલા પદાર્થપર કેટલીક વાર માખી, મગતરાં બેસીને તેમાં ઈંડાં મૂકે છે. આમ ન થાય તે માટે તેના ઉપર ઝીણો મલમલનો કકડો ઢાંકવો અથવા કાચના વાસણમાં મૂકીને સૂકવણી થવા દેવી જોઈએ. આમ કર્યાથી ગરમી અને પ્રકાશનું પ્રમાણ કેટલેક અંશે ઓછું થાય, પણ ખોરાકમાં પાછળથી થતાં ઉબ તથા જંતુ થતાં અટકશે. કેટલીક વખત સૂર્યના તડકા સિવાય બીજી કોઈ સૂકવણીની રીતની જરૂર પડે છે. દાખલા તરીકે ચોમાસામાં સૂકવણી કરવી હોય અથવા જલદી સૂકવણી કરવી હોય ને તડકાની અનુકૂળતા ન હોય, અથવા ઉપર કહ્યું તેમ મગતરાંથી રક્ષણ કરવું હોય તો ચાળણી કે કઢાઈમાં તે પદાર્થને મૂકવો અને દેવતાથી આસપાસની હવા ખૂબ ગરમ કરવી અને કોઈ માર્ગે તે ગરમ હવા એ વસ્તુને લાગે તેમ કરવું. પછી તે પદાર્થને ઊનો કરતી વખતે વારંવાર ફેરવવો જોઈએ કે જેથી ગરમ હવા તેની અંદર તેમજ બહાર બરાબર ફરી વળે. તદન સૂકવી નાખેલાં કેળાં, અંજીર વગેરે કરતાં જેમાં થોડોક પોચો ગર રહે છે, તે ઘણાં વધારે સુંદર અને સ્વાદિષ્ઠ હોય છે. આવી તરેહની સૂકવણી કરવામાં કુશળતા અને મહાવરાની જરૂર પડે છે.

---

# पाठ १०. खोराकनी साचवणी.

૨. ફળફળાદિને ગરમી આપીને (તડકામાં સૂકવ્યા સિવાય) સાચવી રાખવાની રીત.

આવી રીતે ફળફળાદિને સાચવી રાખીને વેપારીઓ પુષ્કળ કમાણી કરે છે. આ પ્રકારનો ધંધો ખાસ કરીને અમેરિકામાં બહુ મોટા પ્રમાણમાં ચાલે છે. ત્યાંથી આવેલા સંખ્યાબંધ દાબડાઓ આપણા દેશમાં વેચાય છે. એ બધી ચીજો ઉપર બતાવેલી રીતે સૂકવી રાખવામાં આવેલી હોય છે. જામફળ, પીચ, અનનાસ, માછલી, અને એવી બીજી ઘણી ચીજો એ રીતે સૂકવીને ડબામાં ભરી મૂકવામાં આવે છે, અને તે ઘણા લાંબા સમય સુધી એવી ને એવી સ્થિતિમાં રહી શકે છે.

આપણામાં કેરી અને બીજાં કેટલાંક ફળનો મુરબ્બો બનાવીને બરણીમાં રાખવામાં આવે છે. તે બનાવવાની આપણી સામાન્ય રીત છે. તે સિવાય મોટા પાયાપર મુરબ્બા તૈયાર કરવાની એક રીત ટુંકાણમાં નીચે મુજબ છે:—

જે ફળનો મુરબ્બો કરવો હોય તેને પ્રથમ ડબામાં ભરી મૂકવામાં આવે છે. દરેક ડબાને કાણાંવાળા ઢાંકણાથી બંધ કરી રેણ દેવામાં આવે છે, અને ડબાને સજ્જડ વાસેલા ઢાંકણાવાળા બૉઈલરમાં મૂકવામાં આવે છે. પછી તેની નીચે દેવતા સળગાવવામાં આવે છે, અને તેને લીધે પાણી ગરમ થાય છે, અને તેમાંથી વરાળ નીકળે છે. ત્યારપછી જેમ જેમ વધારે ને વધારે તેને ગરમ કરવામાં આવે છે, તેમ તેમ બૉઈલરની અંદરની ગરમી વધતી જાય છે, અને તેની અંદરનું દબાણ પણ વધતું જાય છે. જુદી જુદી જાતના ખોરાકને ગરમી આપવાનો સમય, તેનું પ્રમાણ, દબાણનું પ્રમાણ, જુદાં જુદાં હોય છે. યોગ્ય સમયે બૉઈલરનું ઢાંકણું ઉઘાડવામાં આવે છે, અને અંદરના ડબા બહાર કાઢવામાં આવે છે, અને ડબાને ફરીથી દબા

દ્વારા ગરમ કરવામાં આવે છે. આવી ક્રિયાથી તૈયાર કરેલો પદાર્થ તદન જંતુ રહિત હોય છે. તેમાં વળી ડબાના ઢાંકણાને સજ્જડ બંધ કરવાથી તેમાં જંતુવાળી હવા પ્રવેશ કરી શકતી નથી. આ કારણોને લીધે તે પદાર્થ કોઈ પણ રીતે કોહી જાય એવો સંભવ રહેતો નથી. કેટલીક વખત પદાર્થને તેનાજ રસમાં બોળી રાખીને ખાંડની ચાસણીમાં તેને રાખીને સાચવી રાખવામાં આવે છે. ખાદ્ય પદાર્થ સારા રાખવાને એકલી ખાંડની ચાસણી પણ ઉપયોગી નીવડે છે.

## ખોરાકને અતિશય ઠંડો રાખી સાચવી રાખવાની રીત.

જ્યાં આ ક્રિયા માટે ટાંકીઓની ખાસ અનુકૂળતા હોય છે, ત્યાં ખોરાકને ઠંડીમાં રાખી તેને સાચવી રાખવામાં આવે છે. આવું એક સ્થળ, મુંબઈમાં ક્રૉફર્ડ માર્કેટમાં છે. ત્યાં શાક તરકારી ને ફળ-ફળાદિ ઘણાં અઠવાડીઆં સુધી તથા મહીના સુધી સારી સ્થિતિમાં રાખવામાં આવે છે. ઘણી ઓછી ગરમીને લીધે જંતુઓ નાશ પામે છે અને તેને લીધે બીજાં જંતુ પણ વૃદ્ધિ પામી શકતાં નથી. આવી ઠંડી ટાંકીઓમાં કે ભંડારમાં ભરી મૂકેલા બટાટા બહુ લાંબા સમય સુધી બગડ્યા વિના રહી શકે છે, પણ તેને બહાર કાઢ્યા પછી થોડાકજ દિવસમાં તે કોહી જાય છે. અત્યંત તાપમાં જે વસ્તુ બગડી જતી હોય તેને ઠંડા વાતાવરણમાં રાખવા માટે બરફ ભરી મુકાય એવી એક જાતની પેટી રાખવામાં આવે છે. આવી બરફની પેટીમાં ખોરાકને કેટલોક વખત ભરી મૂકયાથી પણ એવી ઠંડી આપવાની રીતનો નાના પ્રમાણમાં ઉપયોગ થઈ શકે છે. એક પેટીની બે બાજુની વચ્ચે બરફ ભરી રાખવામાં આવ્યો હોય છે, અને તે જેમ જેમ ઓગળતો જાય છે તેમ તેમ તેમાં નવો બરફ મૂકવામાં આવે છે.

ખાદ્ય પદાર્થને કોહતો અટકાવવાને કેટલાક બીજા પદાર્થનો ઉપયોગ કરવામાં આવે છે. ખાંડ, મીઠું, હળધર વગેરે વસ્તુનો ઉપયોગ કરવામાં આવે છે. ખાંડની ચાસણી કરીને તેમાં ફળના કકડા

અથવા તેના છુંદાનો મુરબ્બો કરીને ભરી રાખવાથી તે બગડી જતો નથી. આ રીત સરળ છે. મધ એકદમ બગડી જતું નથી. તેનું એક કારણ તેમાં રહેતી ખાંડનું મોટું પ્રમાણ છે. એક બીજો સહેલાઈથી મળી શકે તેવો અને નુકસાન ન કરે એવો પદાર્થ તે સરકો છે. ઘણીવાર ફળફળાદિના કકડા કરીને સરકામાં આથવામાં આવે છે. મીઠું કે તેનું પાણી ખાવાની વસ્તુને જાળવી રાખવાનું ઉત્તમ સાધન છે. મીઠામાં અથવા તેના પાણીમાં રાખેલી ચીજને ખાતાં કે રાંધતાં પહેલાં તેને પાણીથી ધોઈ સાફ કરવી જોઈએ, કે જેથી વધારાનો મીઠાનો ભાગ ધોવાઈ જાય અને તે ચીજ વધારે સ્વાદિષ્ઠ લાગે. બીજી કેટલીક ચીજોનો ખાદ્ય પદાર્થને સાચવી રાખવાને માટે ઉપયોગ કરવામાં આવે છે. પણ તે નુકસાનકારક હોય છે. કેટલીક વખતે લોકો દૂધ બગડી ન જાય માટે તેમાં બોરિક ઍસિડ નાખે છે પણ આ કંઈ ઠીક નથી, કેમકે તેનાથી કોઈવાર નુકસાન થાય છે.

યુનાઇટેડ સ્ટેટ્સમાં સ્ત્રીઓ બાગ બગીચાઓનાં ફાજલ પડતાં શાક તથા ફળાદિને શીશીમાં કે બરણીમાં ગરમી આપવાની સરળ રીતથી જાળવી રાખે છે, તેથી શિઆળામાં તેવાં શાક ફળાદિની તાણ તેમને વેઠવી પડતી નથી. ઘરમાં વાપરવાની ચીજોનો છૂટથી ઉપયોગ થઈ શકે તે માટે તેમજ પ્રજાકીય ઉદ્યોગ તરીકે પણ ખોરાકની ચીજો બગડી ન જાય તેવી રીતે જાળવી રાખવાની રીતનું જ્ઞાન આવશ્યક છે.

---

## પાઠ ૧૧. વિનિમય અને નાણું.

ઘણા જુના સમયમાં માણસ પ્રથમ જંગલી અવસ્થામાં હતાં, ત્યારે તે કંદમૂળ ખાઈને પોતાનું ગુજરાન કરતાં, અને ગુફામાં કે ઝાડનો આશ્રય મેળવી રહેતાં. એ અવસ્થામાં તેમને ભાગ્યેજ કોઈ ચીજની

જરૂર પડતી, અને કદી કોઈ જણસ જોઈતી તો તે પોતાની પાસેથી વધારાની કોઈ ચીજ આપીને મેળવતાં. એ પ્રમાણે એક જણસ આપી બીજી લેવી તેને અદલોબદલો અથવા વિનિમય કહે છે.

પછી જેમ જેમ વખત જતો ગયો, અને માણસજાતનો સુધારો થતો ગયો, તેમ તેમ તેમને અનેક ચીજોની જરૂર પડવા લાગી; પણ તે સઘળી મેળવવાને ચાલતી અદલાબદલાની રીત ઘણી કઠણ અને અગવડભરેલી જણાઇ. કેટલીક વાર બદલો કરવા જેવી વધારાની ચીજ પોતાની પાસે હોય નહિં, તો કેટલીક વાર જે જણસ વડે બદલો કરવા ઇચ્છે, તે સામા ધણીને નકામી હોવાથી બદલો થઈ શકે નહિ. એવી એવી મુશ્કેલીને લીધે જેથી બીજી બધી ચીજોનો બદલો કરી શકાય, અને જે લેવાને ઘણાં માણસો ખુશી માલમ પડે એવી કોઈ એક ચીજ ઠરાવવાની તેમને જરૂર જણાઈ; એટલે પ્રથમ ઢોર વડે સઘળી જાતનો અદલોબદલો થવા લાગ્યો. આમ જે એક જણસ વડે બીજી બધી ચીજોનો બદલો કરી શકાય તે જણસ નાણું કહેવાય છે. જેમ કોઈ પણ પદાર્થની લંબાઈ પહોળાઈ ફુટ કે ગજ વડે મપાય છે, જેમ પાશેર, અચ્છેર વગેરે કાટલાંથી પદાર્થનું વજન થઈ શકે છે, તેમ નાણાં વડે પદાર્થની કિંમત અંકાય છે.

વખત જતાં ઢોરનો નાણાં તરીકે ઉપયોગ કરવાનું કામ પણ લોકોને અગવડભરેલું જણાવા લાગ્યું. એક તો જોઈતો સોદો ખરીદ કરી લાવવાને ઢોરને એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઈ જવું મુશ્કેલ થઈ પડતું, તેને માટે ખોરાક લાવવો પડતો, અને ભોગજોગે તે મરી જતું, કે તેને કોઈ ચોરી લઈ જતું, ત્યારે ધણીને ઘણું નુકસાન વેઠવું પડતું; વળી ઢોરના વિભાગ કરવાની જરૂર પડે તો તેમ થઈ શકતું નહિ. એક ગાયની એક મણ જુવાર મળતી હોય, અને કોઈ માણસને અધમણજ જુવારનો ખપ હોય, તો તેણે બીજે તો એક ગાય આપી મણ જુવાર લેવી અથવા જુવાર વગર ચલાવવું પડતું. આ કારણને લીધે આગળ જતાં ઢોરને બદલે કોડી કે સીપનો નાણા તરીકે વાપર ચાલવા લાગ્યો, અને હજી પણ કોઈ કોઈ ઠેકાણે તેનો વાપર નજરે પડે છે. આપણા

ઇલાકામાં પુના તરફ પરચુરણ લેવડદેવડમાં કોડીનો ઉપયોગ સારી રીતે થાય છે; પણ કોડી કે સીપનું નાણું કોઈપણ ભારે મૂલ્યવાન જણસ ખરીદ કરવામાં ઘણું ખપ લાગતું નહિ. કોડીનાં ગાડેગાડાં ભરીને આપતાં છતાં પણ મૂલ્ય પુરૂં થાય નહિ, તેથી નાણા તરીકે વધારે કીમતી પદાર્થનો એટલે ધાતુનો ઉપયોગ શરૂ થયો; અને પછી સીસું, કલાઈ, લોઢું, તાંબું, રૂપું, અને સોનું, એ ધાતુઓ એ કામને માટે વપરાવા લાગી. હાલ ઘણે ઠેકાણે તાંબું, રૂપું, અને સોનું નાણા તરીકે વપરાય છે, અને જેની પાસે એ નાણું હોય છે તેને જે જોઈએ તે મળે છે. આપણે એ ધાતુના કકડા વાપરતા નથી, પણ તેના અમુક ગોળ આકારના કકડા બનાવી તેના ઉપર છાપ પાડી સિક્કા બનાવે છે, તે નાણા તરીકે વાપરીએ છીએ. કણીઓ તે લઈને દાણા આપે છે, સુથાર તે લઈને ઘર બાંધી આપે છે, લુહાર લોઢાનું કામ કરી આપે છે, અને એ સિવાય જે જે જણસ જોઈએ અથવા જે જે કામ કરાવવું હોય તે એ નાણાંથી સહેજ થાય છે; વળી એ લઈ જવા લાવવાને આપણને મહેનત પણ પડતી નથી, તેમ ઢોરની પેઠે એને ખવાડવાનો ખરચ પડતો નથી, અથવા મરી જવાનો ભો રહેતો નથી. એ ઉપરાંત એના પાઈ, અધેલા, બેઆની, પાવલી, વગેરે વિભાગો થઈ શકે છે; વળી કોઈ ભારે મૂલ્યવાન વસ્તુ ખરીદવાને એ જાતના નાણાનાં ગાડાં ભરવાં પડતાં નથી. તેનું કારણ એ કે સોનું અને રૂપું મૂલ્યવાન ધાતુઓ છે. તેથી સઘળી સાધારણ લેવડદેવડ થોડા સોનારૂપાના નાણાથી થઈ શકે છે. રૂપું કીમતી છે ખરૂં, પણ સોનું તેનાથી ઘણું વધારે કીમતી છે. કોઈ પૂછશે કે સોનુંરૂપું કીમતી કેમ ગણાય છે? તો તેનો જવાબ એટલોજ કે એ દુનિયામાં બહુ થોડાં મળે છે, તથા એને કાઢતાં ઘણી મહેનત પડે છે એટલે ખરચ ઘણો લાગે છે; વળી એ ઘણી રૂપાળી ધાતુઓ છે તેથી સૌને ગમે છે. નીપજ થોડી અને લેનાર ઘણા હોય ત્યારે મૂલ્ય વધે છે. સોનારૂપામાં આટલા બધા ફાયદા છે તેથી, તથા તેની કિંમત બધા દેશોમાં ઘણુંકરીને સરખી હોય છે, તથા તે કોહી કે બગડી જતાં નથી, તેમ તેના ઝીણા કકડા થઈ શકે છે, માટે એ નાણાને ઠેકાણે ખાસ કામમાં આવે છે.

---

# पाठ १२. नरसिंह महेताने ढेड वैष्णवनुं आमंत्रण.

पद.

गिरि तळाटी ने कुंड दामोदर, त्यां महेतोजी नाहवा जाय;
ढेड वरणमां दृढ हरिभक्ति, ते प्रेम धरीने लाग्या पाय. गिरि०
कर जोडीने प्रार्थना कीधी, विनतितणां बहु वद्या रे वचन;
संतपुरुष अम अरज एटली, अमारे आंगणे करो रे कीरतन. गिरि०
प्रेम पदारथ अमो पामीए, वामीए जन्ममरणजंजाळ;
कर जोडतामां करुणा उपजी, महेतोजी वैष्णव परम दयाळ. गिरि०
पक्षापक्षी त्यां नहि परमेश्वर, समदृष्टिने सर्व समान;
गौमूत्र तुळसी वृक्ष लीपजो, एवुं वैष्णवे आप्युं वाग्दान. गिरि०
महेताजी निशाए आव्या, लाव्या प्रसाद ने कर्यो ओच्छव;
भोर थया लगी भजन कीधुं, संतोष पाम्या सउ वैष्णव. गिरि०
घेर पधार्या हरिजश गाता, वाता ताळ ने शंख मृदंग;
हसी हसी नागर ताळीओ ले छे, आ शा रे ब्राह्मणना ढंग! गिरि०
मौन ग्रही महेताजी चाल्या, अधवधराने शो उत्तर देउं;
जाग्या लोक नरनारी पूछे, महेताजी तमे एवा शुं? गिरि०
नात न जाणो ने जात न जाणो, न जाणो कंई विवेक विचार;
कर जोडीने कहे नरसैंयो, वैष्णवतणो मने छे आधार. गिरि०

---

## गाम लोकने महेताए आपेलो उत्तर.

पद.

एवा रे अमो एवा रे एवा, तमे कहो छो वळी तेवा रे;
भक्ति करतां जो भ्रष्ट कहेशो तो, करशुं दामोदरनी सेवा रे. एवा रे०

जेनुं मन जे साथे बंधाणुं, पहेलुं हतुं घर रातुं रे;
हवे थयुं छे हरिरस मातुं, घेर घेर हींडे छे गातुं रे. एवा रे०
सघळा साथमां हुं एक भुंडो, भुंडाथी वळी भुंडो रे;
तमारे मन माने ते कहेजो, नेह लाग्यो छे मने ऊंडो रे. एवा रे०
करम धरमनी वात छे जेटली, ते मुजने नव भावे रे;
सघळा पदारथ जेथकी पामे, मारा प्रभुनी तोले नावे रे. एवा रे०
हळवां कर्मनो हुं नरसैंयो, मुजने तो वैष्णव वहाला रे;
हरिजनथी जे अंतर गणशे, तेना फोगट फेरा ठाला रे. एवा रे०

---

## ईश्वरेच्छा उपर श्रद्धा राखवी.

### पद.

जे गमे जगतगुरुदेव जगदीशने, तेतणो खरखरो फोक करवो;
आपणो चिंतव्यो अर्थ कंई नव सरे, ऊगरे एक उद्वेग धरवो. जे गमे०
हुं करूं हुं करूं एज अज्ञानता, शकटनो भार ज्यम श्वान ताणे;
सृष्टिमंडाण छे सर्व एणी पेरे, जोगी जोगेश्वरा कोक जाणे. जे गमे०
नीपजे नरथी तो कोई न रहे दुःखी, शत्रु मारीने सौ मित्र राखे;
राय ने रंक कोई दृष्टे आवे नहि, भवन पर भवन पर छत्र दाखे. जे गमे०
ऋतु लता पत्र फळ फूल आपे यथा, मानवी मूर्ख मन व्यर्थ शोचे;
जेहना भाग्यमां जेहने जे लख्युं, तेहने ते समे तेज पहोंचे. जे गमे०
ग्रंथ गरबड करी वात न करी खरी, जेहने जे गमे तेने पूजे;
मन कर्म वचनथी आप मानी लहे, सत्य छे एज मन एम सूझे. जे गमे०

सुख संसारी मिथ्या करी मानजो, कृष्ण विना बीजुं सर्व काचुं;
जुगल कर जोडी करी नरसैंयो एम कहे,जन्म प्रतिजन्म हरिनेज जाचुं.जे गमे.

नरसिंह महेतो.

---

## पाठ १२. धर्मनी अगत्य.

એક વિદ્વાને કહ્યું છે, કે આકાશના તારાગણો અને મનુષ્યના હૃદયમાં રહેલો નીતિનિયમ એ બે જોઈ મને પરમાત્માનું ભાન થયું. ખરેખર, સૃષ્ટિની અદ્ભુત રચના જોતાં, અને માણસના દીલમાં અમુક કરવું ને અમુક ન કરવું, એવી જે પ્રેરણાઓ ઊઠ્યાં કરે છે એ વિચારતાં, માણસને પોતાના કરતાં અધિક આ જગતની પાર કોઈક સત્તા છે, એમ ભાન થયા વિના રહેતું નથી. એ સત્તા તરફ તે પૂજ્યભાવ ને પ્રેમવૃત્તિથી જુએ છે, અને તેનાથી વિમુખ થતાં ડરે છે. એ સત્તાને તે ઈશ્વર એટલે પોતાનો અને જગતનો નિયંતા કહે છે. ઈશ્વર સાથે પોતાનો સંબંધ કબુલ રાખી એ સંબંધને અનુસરી માણસ જે જે આચારવિચાર કરે છે, તે ધર્મ કહેવાય છે. આપણે કોણ છીએ, પરમેશ્વર જોડે આપણો કેવો સંબંધ છે, આ દુનિયામાં આવી આપણે શું શું કરવાનું છે, અને મરણ પછી આપણે ક્યાં જવાનું છે, એ સર્વ બાબતો આપણે ધર્મથકી જાણી શકીએ છીએ.

ધર્મ માણસના સ્વભાવમાં મૂળથીજ જડાએલો છે. જેમ એના શરીરને ખાનપાનની જરૂર પડે છે, તેમ, બલકે તે કરતાં પણ વધારે, એના આત્માને ધર્મની જરૂર રહે છે. આપણા તેમજ બીજા દેશોના ઇતિહાસ પરથી માલમ પડે છે, કે ધર્મ ખાતર ઘણા ઘણા મહાત્માઓએ પોતાના પ્રાણ તજ્યા છે; દારુણ અગ્નિને શીતળ જળ સમાન લેખી એમાં પોતાનો દેહ ઝંપલાવ્યો છે, અને તીક્ષ્ણ તરવારને કોમળ

પુષ્પમાળની પેઠે વધાવી લીધી છે, પણ પોતે માનેલો ધર્મ છોડ્યો નથી. એ ઉપરથી એવું સમજાય છે કે ખરા મનુષ્યને ધર્મ પ્રાણ કરતાં પણ વધારે વહાલો થઈ પડે છે; અને એનું કારણ એ છે, કે ધર્મ માટેની એની તૃષ્ણા સર્વથી મોટી છે.

ધર્મ વિના માણસ રહી શકતોજ નથી. જંગલી મનુષ્યના ઘણાખરા વહેવાર પશુના જેવા હોય છે, તથાપિ એ પણ છેક ધર્મ વગરનો હોતો નથી. એ પણ નદી, વૃક્ષ, સર્પ વગેરેમાં પોતાના કરતાં અધિક કોઈક અલૌકિક શક્તિ જુએ છે અને તેમને પૂજે છે; અને એ રીતે પોતાની ધર્મની લાગણી સંતોષે છે. નાસ્તિક માણસ ઈશ્વરી સત્તા માનતો નથી, પરંતુ એને બદલે તેને ધન, કીર્તિ, રાજ્યસત્તા વગેરે આ દુનિયાની શક્તિઓને ઈશ્વર માફક પૂજવી પડે છે. એથી કરીને ખરા ઈશ્વરને હૃદયમાંથી દૂર રાખવા જતાં, દુનિયાની ખોટી વાસનાઓ ઈશ્વરને ઠેકાણે ભરાઈ બેસે છે, અને આત્માને ડુબાડે છે. ધર્મ માણસને એવો જરૂરનો છે, કે જો આપણે ઈશ્વર પ્રત્યેનો ખરો ધર્મ નહિ પાળીએ, તો બીજો ખોટો ધર્મ આપણને વળગ્યા વિના નહિ રહે. એ કારણથી દરેક માણસે ઈશ્વરનું અસ્તિત્વ સ્વીકારી, ખરો ધર્મ શું છે તે સમજીને તે પ્રમાણે વર્તવું જોઈએ, અને તેની કદી અવગણના કરવી ન જોઈએ.

સંકટની વખતે ધર્મ અસાધારણ ધૈર્ય અને દિલાસો આપી શકે છે, અને એ રીતે એ આપણને થોડો ઉપયોગી થઈ પડતો નથી; પણ ધર્મ ફક્ત દુઃખનું ઓસડજ છે એમ સમજવું નહિ; ખરા ભક્તોએ ઘણી વાર પ્રભુ પાસે દુઃખ માગ્યાં છે, તે એટલા માટે કે દુઃખમાં પ્રભુનું વધારે સ્મરણ થાય; માટે ધર્મને માત્ર એક પ્રકારનું દુઃખ મટાડનાર ઔષધ ન સમજતાં, સુખ કરતાં પણ માણસને વધારે પ્રિય એવો અમૂલ્ય પદાર્થ સમજવો.

ધર્મ ઉપર નીતિનો આધાર છે. કેટલાક લોક એમ ધારે છે કે નીતિએ ચાલ્યા એટલે બસ; પરંતુ એ તેમની ભૂલ છે. બે

એટલે તેમણે એ કામ છોડી દેવા માંડ્યું. હવે એ ધંધો પિંઢારા લોકોએ હાથમાં લીધો: એ લુટારાનાં ટોળાંમાં મરાઠાઓજ નહિ, પણ અફગાન અને જાટ લોકો પણ હતા. મોગલ રાજ્યની પડતી થવાથી ઉત્પન્ન થએલાં હિંદુ અને મુસલમાની ઉપરાજ્યોમાં જે લોકોનો સમાવેશ ન થયો, તેમણે લુટારાનાં ટોળાં બંધાઈ રાજ્યને અને લોકોને ત્રાસ આપવા માંડ્યો. વોરન હેસ્ટિંગ્સની પ્રબળ કારકીર્દીમાં બંગાળામાંથી તેમનું મૂળ કાઢી નાખવામાં આવ્યું; પરંતુ મધ્ય હિંદુસ્તાનમાં તેઓ વધારે ફાવ્યા, અને ભારે લડાઈઓ થઈને સરદાર માર્યા ગયા ત્યારેજ તેઓ નિર્મૂળ થયા.

પિંઢારા લોકોની મુખ્ય છાવણી માળવામાં હતી, પણ તેઓ મધ્ય હિંદુસ્તાનમાંજ લૂટ કરતા એમ ન હતું. સૈંકડો અને કોઈ વખત સહસ્રો માણસોનાં ટોળાં ઘોડેસવાર થઈ મુંબઈ અને મદ્રાસના સામા કિનારા સુધી જતાં. બહાદુર સરદાર અમીરખાને તેમને કેળવી ઘણી ટુકડી બાંધી હતી, અને તેની પાસે કેટલુંક તોપખાનું હતું. ચીતુ અને કરીમ એ બીજા બે બળવાન સરદાર હતા. તેમની સત્તા એટલી બધી હતી, કે કેદ પકડાએલા સિપાઈઓને છોડવવાને એક વખત સિંધીઆને પંદર લાખ રૂપીઆ તેમણે આપ્યા હતા. મરાઠા સરદારો આ લોકોને પરોક્ષ આશ્રય આપતા, તેથી એ હિંદુસ્તાનની પ્રજાને ત્રાહે ત્રાહે પોકરાવતા. એ દુઃખમાંથી પ્રજાને મુક્ત કરવાને લોર્ડ હેસ્ટિંગ્સે ઇ. સ. ૧૮૧૭માં ૧૨૦,૦૦૦ માણસનું મોટું લશ્કર ભેગું કર્યું. આમાંનું અર્ધું ઉત્તરમાંથી અને અર્ધું દક્ષિણમાંથી તેમના પર તૂટી પડ્યું. આમ બંને તરફથી સપડાઈ જવાથી તેમને શરણે થવું પડ્યું. સિંધીઆ ભયભીત થવાથી તેમને સહાયતા આપી શક્યો નહિ. અમીરખાનને વશ કીધો એટલે તેણે લશ્કરને રજા આપી. બીજાં ટોળાં પર હુમલો કરી તેમને કતલ કીધાં. કરીમ અંગ્રેજ લશ્કરને શરણે થયો. ચીતુ જંગલમાં નાસી ગયો, ત્યાં તેને વાઘે ફાડી ખાધો. આ પ્રમાણે દયાળુ અંગ્રેજ સરકારે પિંઢારાના ત્રાસમાંથી પ્રજાને છોડવી સલાહશાંતિનું સુખ આપ્યું.

ઠગ લોકો પિંઢારા કરતાં પણ વધારે વિકરાળ અને ત્રાસદાયક



ઠગ લોકો.

હતા. તેઓ ધર્મને નિમિત્તે કમકમાટ છૂટે એવી રીતે અનેક માતબર લોકોનાં ખૂન કરતા. દક્ષિણના કેટલાક ભાગમાં તેમને ફાંસીગરા કહેતા. ત્યાં તેઓ દેશી રાજાઓના રક્ષણ નીચે રહેતા, કેમકે તેમને તેઓ લૂટમાંથી કેટલોક ભાગ આપતા. દસથી પચાસ સુધી અને કોઈ વખત તેથી પણ વધારે સંખ્યાનાં ટોળાં બંધાઈ સાધારણ વેપારીનું ડોળ કરી તેઓ ગામેગામ ફરતા. તેમનો સરદાર જમાદાર કહેવાતો. ગામને પાદરે મુકામ કરી તેમનામાંના કેટલાક ગામમાં ખબર કાઢવા જતા. કોઈ ધનાઢ્ય પુરુષને પરદેશ જવું હોય તો તેને ફોસલાવી તેઓ વળાવા બનતા. તેમ ન થાય તો ગામમાંથી નીકળે કે તેની પાછળ જઈ તક સાધી તેનું ખૂન કરતા. તેના ગળાની આસપાસ દોરડું કે કપડું નાખી બે જણ બે છેડા તાણતા, અને ત્રીજો તેનો પગ ખેંચી જમીન પર પાડતો, એટલે તેનો પ્રાણ લેવામાં કંઈ હરકત પડતી નહિ. કેટલીક વખત ધર્મશાળામાં ઉતરેલા લોકોનાં તેઓ રાત્રે ખૂન કરતા. ઘોડા પર મુસાફરી કરનારને લૂટવો હોય તો એક તેની સામા અને બીજો પાછળ જતો, અને તેની નજર ચૂકવી ત્રીજો તેનો હાથ પકડી જમીન પર નાખી દેતો. પછી હંમેશના રિવાજ પ્રમાણે તેને ફાંસો દઈ મારી નાખતો. આ પ્રમાણે એકનું ખૂન કરવામાં સાધારણ રીતે ત્રણ ઠગ રોકાતા; પણ

એકજ માણસ કોઈનું ખૂન કરી શકતો તો તે બહુ પરાક્રમી ગણાતો, અને તેની અને તેના કુળની ઘણાં વર્ષ સુધી પ્રશંસા થતી. ખૂન કર્યા પછી શબના કકડે કકડા કરી જમીનમાં દાટી દેતા.

જમીન ઉપરજ તેઓ લૂટ કરતા એમ ન હતું. નદીકિનારે પણ તેમનાં ટોળાં ભટકતાં. કાશી, પ્રયાગ વગેરે પવિત્ર યાત્રાસ્થળે જવાને તેઓ લોકોને ફોસલાવી તેમના રક્ષક થઈ વહાણમાં તેમનું ખૂન કરી શબને નદીમાં નાખી દેતા. તેઓ વહેમી હતા તેથી કેટલીક જ્ઞાતિનું અને મુખ્યત્વે સ્ત્રીનું કદી ખૂન કરતા નહિ. તેઓ અનેક પ્રકારે લૂટના વિભાગ કરતા. કેટલોક અંશ ધર્મક્રિયા માટે તથા ટોળી માંનાં મરણ પામેલાં માણસોનાં નિરાધાર બૈરાંછોકરાં માટે રાખ્યા પછી સામાન્ય રીતે તેઓ બાકી રહેલી લૂટમાંથી જમાદારને બે ભાગ, ખૂન કરનારાને દોઢ, અને બાકીનાને એક ભાગ આપતા.

તેઓ કાલીના સેવક હતા, ને તેના આશ્રય નીચે પોતાનો ધંધો ચલાવતા. દરેક ખૂન કર્યા પછી કાલીની પ્રાર્થના કરી ગોળનું નૈવેદ્ય ધરાવી ખૂન કરનારા ખાતા, અને એ ખાધાથી ઘણું બળ અને સામર્થ્ય આવતું એમ તેઓ માનતા. તેઓ કાલીના અનેક ઉત્સવ ઉજવતા, તેમાં ઘેટાં, ચોખા, ઘી, તેજાના, અને દારૂનાં બળિદાન આપતા. કાલીને તેઓ ભવાની પણ કહેતા. મુસલમાનો પણ ભવાનીને આરાધતા.

આ પ્રમાણે ઠગ લોકો ઘણા ધર્માંધ અને વહેમી હતા. તેઓ શુકનને બહુ માનતા. ધારેલા કામમાં નિષ્ફળ થતા તો તેનો દોષ અપશુકનનેજ લાગુ પાડતા. સારા શુકન મળ્યા વગર કદી તેઓ પોતાને કામે નીકળતા નહિ.

ઠગ લોકોનો નાશ કરવા દેશી રાજાઓએ તેમજ અંગ્રેજ સરકારે ઘણે પ્રસંગે પ્રયત્ન કર્યો હતો; પણ ઇ. સ ૧૮૩૧થીજ પ્રબળ પ્રયત્ન કરવામાં આવ્યો. ઇ. સ. ૧૮૨૬ અને ૧૮૩૫ની વચ્ચે બ્રિટિશ હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાંથી ૧,૫૬૨ ઠગ પકડાયા હતા. લોર્ડ વિલિયમ બેંટિંકના વખતમાં કર્નલ સ્લીમેને ઠગનો નાશ કરી હિંદુસ્તાનના લોકોને તેમના ત્રાસમાંથી મુક્ત કર્યા છે.

---

# पाठ ५१. संसारसागरना तोफानमां पडेली नौका.

### शार्दूलविक्रीडित.

सोडे केम कराय डामण नथी देवाय तेवुं रह्युं,
शुं थाशे सढ जाय नाविक कशुं काने न धारे कह्युं;
आवे छे वरसाद वायु वचमां शुं सुसवाटा करे,
होडी हाथ रहे न हे हरि हवे संसारना सागरे!
डोलां खाय सुकान काम न करे क्यां कांई देखाय छे?
खूट्यां साधन सर्व गर्व न रह्यो हैयुं वलोवाय छे;
चारे कोर चढी तिमिंगल घणा नौका नमावे अरे,
होडी हाथ रहे न हे हरि हवे संसारना सागरे!
अंधारे अथडाय खाडखडवां देखी घणो हुं डरूं,
आ टाणे करुणानिधान कथल्या त्यां एकलो शुं करूं?
साथे कोई सहाय हाय न मळे, शी रीतथी उगरे?
होडी हाथ रहे न हे हरि हवे संसारना सागरे!
पाणीमां धन जाय आखर खरी आ खेप एळे गई,
भूल्यो मार्ग भलो भवे भटकतां भूतेश भारे थई;
देजो हाथ दया करी प्रथमथी छुं आपने आसरे,
होडी हाथ रहे न हे हरि हवे संसारना सागरे!

केशवकृति.

## कविना पितानो मंदवाड.

माई तोफानमां छे वा'ण, उपायो नथी हाथ रे;
तारी जुगती तें कीधी खूब, पडी गई रात रे.
पारो मांड्यो उतरवा हेठ, जाण्युं सदीसा ताहरे;
मथे झाझुं फाव्यो नहिं लेश, घेरो घाल्यो वादळे.
सढो कहां कहां ऊडी गया दूर, फडफड थई चीथरां;
छूट्यो मारी भुंडो वंटोळ, करे जन क्यम खर
वा'ण डोलमडोला थाय, पाणी भरवा मा तुं;
मांग्युं पुरे पुरूं सुकान, चक्कर भंमर दोडतुं.
माल वामी नाख्यो जो के खूब, तोये न पुरूं ते तरे;
घणा तणाया खलासी लोक, उतारू ते कां न मरे?
अंधकारमां ध्रुव ना देखाए, देखाए 'होकोए नहिं;
उभो टकटक जुए टंडेल, डूबुं छुं कहारे ने कहीं.
जेम झाझो कीधो होय केफ, केफीने नहिं होस रे;
थाके घूम थयो टंडेल, धीमे काढे श्वास रे.
लालशंकर टंडेल वा'ण, चढी खरावे भांगीउं;
नर्मद वारस ते रह्यो रोई, खालीए खोखुं ना रह्युं.

नर्मदाशंकर.

---

સાડે—કિનારે.
ડામણુ—સુકાનને ફેરવી વહાણને વાળવું તે.
તિમિંગલ—મોટું માછલું.
પારો—૧ ગરમીમાપક યંત્રમાંનો. ૨ શરીરમાંનો ધાતુ.
સદીસા—આગળથી.

# पाठ ५२. अर्वाचीन विद्याना चमत्कार.



હવામાં ચાલતી મનવાર.

અર્વાચીન વિદ્યાના કેટલાક ચમ કાર વિષે આગલા એક પાઠમાં થોડીક હકીકત કહી છે. દરીઆ ઉપર પણ એ વિદ્યાની અદ્ભુત શોધો થઈ છે. જેમ જેમ તોપોની બનાવટમાં સુધારો થતો ગયો અને તેની નાશ કરવાની શક્તિ વધતી ગઈ, તેમ તેમ નૌકાબળમાં પણ સુધારો કરવાની જરૂર પડી. લડાઈની મનવારોને લોઢેથી મઢી દેવામાં આવી કે દારૂગોળા તેની આરપાર પ્રવેશ કરી શકે નહિ. હાલ કેટલાક સમયથી સબમરીન એટલે પાણીમાં ડૂબતી મનવારો બનાવવામાં આવી છે. તે વીજળીની મદદ વડે ચાલે છે. તે પાણીની અંદર ચાલે ત્યારે તેમાંનાં માણસને ચોક્ખી હવા મળે તે સારૂ તેમાં ઉત્તમ વ્યવસ્થા હોય છે. લડાઈની મનવાર તરીકે એ ઘણું

બળવાન સાધન ગણાય છે. અંગ્રેજી નૌકાસૈન્યમાં એવી મનવારો વધારે વધારે બંધાતી જાય છે.

ડૂબતી મનવારો દરિઆઈ લડાઈમાં ઘણી ફતેહમંદ નીવડશે એમ લાગે છે. એની સામા બચાવ કરવાનું સાહિત્ય હજી બરાબર શોધી કઢાયું નથી. ડૂબતી મનવારોના જેવી બીજી એક ચમત્કારી શોધ હવામાં ચાલતી મનવારોની છે. એ શોધ સૅંટોસ ડ્યુમોંટ નામના એક પુરુષે કરી છે. એ બ્રાઝિલમાં એક બુંદદાણા વેચનારનો છોકરો છે. એ ઇ. સ. ૧૮૭૩માં જન્મ્યો હતો. પંદર વર્ષની વયે એણે એક વિમાન કે બલૂન ઊડતું જોયું, તે ઉપરથી એવાં બલૂનો બનાવવા તરફ એની વૃત્તિ ગઈ. ત્રણ વર્ષ રહી એ પારિસ ગયો અને એ વિદ્યાથી માહીતગાર થયો. પછી એણે દરીઆના પાણીથી થોડે ઉંચે ચાલી શકે એવી હવામાં ચાલતી મનવાર બનાવી, અને પારિસમાં તેનો અખતરો કરી બતાવ્યો, તેમાં તેને જય મળ્યો. ઘણા પ્રયોગ કરી જોવાથી એને માલમ પડ્યું, કે એવી મનવાર પાણીથી



બહુ ઉંચે રાખવાથી નુકસાનનો સંભવ છે. સેંટોસ ડ્યુમોંટ કહે છે, કે આગળ જતાં એવો સમય અવશ્ય આવશે કે જેમ હાલ આગ-ગાડીમાં બેસી એક સ્થળેથી બીજે ધારેલે સ્થળે જઈ શકાય છે, તેમજ હવામાં ચાલતી મનવારોમાં બેસી મનમાનતી જગાએ જઈ શકાશે.

વળી અર્વાચીન કાળમાં જુદાજ પ્રકારનાં વિમાન તૈયાર કરવામાં આવ્યાં છે; તેને **એરોપ્લેન** એટલે આકાશયાન કહે છે. તેમાં ગરમ હવા કે હલકા વાયુની જરૂર પડતી નથી. તેમાં એક કે બે સઢ હોય છે, અને એક પંખો હોય છે. તેમાં એક નાનું સરખું એંજિન હોય છે, તે વડે તે પંખો ફરે છે. સઢની મદદથી આકાશયાન હવામાં તર્યા કરે છે, અને પંખા વડે તે ગમે તે દિશામાં જોઈએ તેટલી ઝડપથી જઈ શકે છે.

પાણી ઉપર તરતાં કે નીચે સંતાઈ રહેલાં વહાણોમાં રાખેલા દારૂગોળાથી શત્રુનાં વહાણોનો નાશ કરવાનો વિચાર કંઈ છેક સાંપ્રત કાળનો નથી. ૨૫૦ વર્ષ પહેલાં અંગ્રેજ લોકોએ રોશેલના ઘેરામાં તરતી તોપો અજમાવી જોઈ હતી. અમેરિકામાં વસતા અંગ્રેજો પોતાની સ્વતંત્રતા જાળવવા ઇંગ્લાંડના અંગ્રેજો સાથે અઢારમા સૈકામાં લડ્યા, ત્યારે અમેરિકનોએ અંગ્રેજોની સામા એવી યુક્તિનો ઉપયોગ કર્યો હતો. પછીથી એ યોજના ટોર્પીડો એટલે નૌકાનાશક યંત્ર તરીકે પ્રસિદ્ધ થઈ છે. ખુશકીની લડાઈમાં સુરંગો કામ આવે છે તેવીજ રીતે તરીની લડાઈમાં ટોર્પીડો કામ લાગે છે. ફરતી ટોર્પીડો બોટ તરતી રાખવામાં આવે છે, અથવા તેને શત્રુના નૌકાસૈન્યની સામા જવા દે છે, કે યંત્ર વડે તે તરફ હડસેલે છે. કોઈ વખત લોઢાથી મઢેલી કે બીજી તરેહની અરમારના ડોલ સાથે ટોર્પીડો જોડેલી હોય છે.

આ પ્રમાણે અર્વાચીન સમયમાં જેમ એક તરફથી અરમાર બાંધનારા ઈજનેરો અરમારોને પોલાદનાં પતરાંથી મઢે છે, અને એ



પતરાં જેમ બને તેમ જાડાં રાખી શત્રુનાં અસ્ત્રોથી નહિ ભેદાય એવાં બનાવવા પ્રયત્ન કરે છે, તેમ બીજી તરફથી એકએકથી ચઢતાં અનેક અસ્ત્રો ગમે એવી અરમારોનો પણ નાશ કરવા સમર્થ થાય એવાં શોધી કઢાય છે. પાણીની અંદર રહી ન દેખાય એવી રીતે દારૂગોળો ભરેલી પેટીઓ રાખવામાં આવે છે, અથવા અસ્ત્રો ફેંકવામાં આવે છે, કે તેમાંનો દારૂગોળો વહાણ સાથે અથડાય કે ફૂટી જાય છે, અને વહાણની અંદર બાકું પાડી તેનો અવશ્ય નાશ કરે છે.

અર્વાચીન સમયમાં ઘણી ઘણી ચમત્કારી શોધો થઈ છે, પરંતુ હાલમાં જે એક શોધ થઈ છે તે ઘણું હેરત પમાડે એવી છે. એ શોધ કરનાર રેંટ્જેન નામે જર્મન છે. ઘણી શાસ્ત્રીય શોધોની પેઠે એ પણ અકસ્માત્ થઈ હતી. એક કાચની નળીમાંથી હવા તદન

કાઢી નાખેલી હતી, અને ખાલી ભાગમાં વીજળીનો પ્રવાહ દાખલ કરી નળીને પ્રકાશિત બનાવી હતી. તે વડે પ્રયોગ કરતાં રોંટ્જેનને માલમ પડ્યું, કે છબી ઉતારી લેવાનો કાગળ કાળો થઈ ગયો. એ પ્રકાશિત નળીની આસપાસ જાડા કાગળનું ઢાંકણ કર્યું તોએ એજ પરિણામ આવ્યું. આ નળીમાંથી નીકળતાં કિરણો જાતે અદૃશ્ય છે, તોપણ જે પદાર્થોમાં સામાન્ય પ્રકાશ પ્રવેશ કરી શકતો નથી એવા ઘણા પદાર્થોમાં એ કિરણો પ્રવેશ કરી શકે છે. બીજાં કિરણોની પેઠે એ કિરણો પાણીમાં વક્ર થતાં નથી. એ કિરણોના સર્વ ગુણ જાણીતા ન હોવાથી આચાર્ય રોંટ્જેને તેને (એક્સ-રેઝ) અજ્ઞાત કિરણો કહ્યાં છે. એ કિરણોના ઉપયોગથી દાક્તરો શરીરની અંદરની રચના જાણી શકે છે. એક વખતે એક સ્ત્રીની હથેલીમાં સોયની અણી પેસી ગઈ હતી, પણ ક્યાં પેસી ગઈ હતી તે બરાબર સમજાતું ન હતું. આ કિરણોના પ્રયોગથી શસ્ત્રવૈદે હથેલીમાં કયે સ્થળે તે અણી ભરાઈ છે, તે શોધીને શસ્ત્રક્રિયાથી ખેંચી કાઢી. આ પ્રમાણે દાક્તરોને આ શોધ ઘણીજ ઉપયોગી થઈ પડી છે.



રોંટ્જેન કિરણો વડે પાડેલી છબી.

# पाठ ५३. परमेश्वरनी स्तुति विषे.

वैतालीय छंद.

रचना रचनार रे धणी, करुणाळु करुणा करो घणी;
प्रभुता प्रभु तारी तुं धरी, मजरो लै मज रोग ले हरी.
करवा कर वावरो मने, सुखीआरो सुखीआ भजुं तने;
वणसे वण सेवनाथकी, नरधारी नर धारणा नकी.
जनमे जन मेदनी विषे, हरि तेनी हरी तें पीडा दीसे;
करी दीकरीदीकरा गण्यां, दुःखकाळे दुःख कापी तेतणां.
घडी जे घडी जेटला घर्या, उपकारी उपकार तें कर्या;
टळी आटळी आपदा जरा, गुण वांची गुणवान ताहरा.
हती दाहती दाडी जे अति, मळिनी गै* मळी निर्मळी मति;
कविता कवि तारी जो गणी, कथशे थोक थशे वणी वणी.
नखमां न खमाय जे अमे, जीवता कैं जीव ताप ते खमे;
ठगवा ठग वात सौ करे, जगपाळु जग पाप तुं हरे.
रज पारज पामीए कथी, पण आ डा'पण आगळे नथी;
जणशे जण सेंकडो फरे, सदभागी सदभावना धरे.
जनरंजन रंग तें कर्या, सुखकारी सुख कारणे धर्या;
तनवंत न वंदशे तने, नर तो वानर तोलमां बने.
तजवा तज वात जे कहे, निजनो खुनी जनो गणी लहे;
गणना गणनार जो करे, गुण तारा गणतांज ते मरे.

---

* गई.

टळे अभिमान मळे बहु मित्र, पमाय प्रभुपद प्रेम पवित्र;
पडे पछी पुरण ब्रह्मपिछान, भजो भगवान तजो अभिमान.
सूणी शुभ आ नव छंद रसाळ, प्रजा जन सर्व प्रजाप्रतिपाळ;
विचार करी वळी धारी विगत, करो दील तोल कहे दलपत्त.

दलपतराम.

---

| | |
|---|---|
| જણુશે—જમે ઉધારમાંથી બાકી રહેલું તે; સીલક. | પ્રભુતા—મોટાઈ. |
| દાહતી—બાળતી. | મજરો—સલામ. |
| | મેદની—પૃથ્વી. |

---

# पाठ ५४. हिंदुस्ताननां खनिज पदार्थोने लगता उद्योगो.

કુદરતી સ્વરૂપની વિચિત્રતાથી પરિપૂર્ણ વિશાળ ભરતખંડમાં ખનિજ દ્રવ્યનો મોટો ભંડાર છે. આસામ અને કમાઉનના ઉત્તર ભાગથી મદ્રાસના છેક દક્ષિણ છેડા સુધી હિંદુસ્તાનમાં જ્યાં જ્યાં પર્વતો છે ત્યાં ત્યાં લોઢાની ખાણો છે. એમાંથી જે કાચી ધાતુ નીકળે છે તે સ્વચ્છતામાં દુનિયામાં ઉત્તમ વર્ગની છે. ઘણા પ્રાચીન સમયથી હિંદમાં લોઢું ખોદી કઢાય છે. તેને સ્વચ્છ કરવાની દેશી રીત વંશપરંપરાથી ચાલી આવેલી છે, તે પ્રમાણે દેશીઓનાં કામને ઉપયોગી થઈ પડે એવું સ્વચ્છ થઈ શકે છે. તે ક્રિયામાં કોયલાનો ઘણો ખપ પડે છે. મુસારાનો દર આ દેશમાં હલકો છે, તોપણ

ઇંગ્લાંડથી આવતા લોઢા સાથે કિંમતમાં તે સ્પર્ધા કરી શકતું નથી. જથા અને હલકા મુસારાથી લલચાઈ યુરોપના સાહસિક પુરુષોએ લોઢાનાં કારખાનાં અહીં સ્થાપવાનો પ્રયત્ન કર્યો છે, પણ તેમાં તેઓ ફાવ્યા નથી. કોરોમંડલ કિનારા પર પોર્ટાનોવોમાં, સાલેમ જિલ્લાના ડુંગરોમાં, અને મલબારમાં બીપુરમાં એક અંગ્રેજ કંપનિએ ઇ. સ. ૧૮૨૫માં લોઢાનાં કારખાનાં કાઢ્યાં હતાં. લોઢું અને પોલાદ ઉત્તમ પ્રકારનાં હતાં, પણ જ્યાંસુધી પાસેના પ્રદેશમાં કોયલાનો જથો પુષ્કળ મળી આવ્યો, ત્યાંસુધીજ કંપનિને લાભ થયો. એ જથો બંધ થયો એટલે તોટો આવવા માંડ્યો, તેથી કારખાનાં બંધ કરવાં પડ્યાં. રાણીગંજની પાસે અને બીરભમ અને મનભમમાં અંગ્રેજી રીત પ્રમાણે ધાતુ સ્વચ્છ કરવાનાં કારખાનાં કાઢ્યાં હતાં, પણ તેમાં નફો થયો નહિ. મધ્યપ્રાંત અને કુમાઉનમાં પણ એજ પ્રમાણે પ્રયાસ નિષ્ફળ થયો છે.

હિંદુસ્તાનમાં કોયલાની ખાણો છે એવી શોધ ઇ. સ. ૧૭૭૪માં થઈ, અને ઇ. સ. ૧૭૭૫થી કોયલા ખોદી કાઢવાનો ઉદ્યોગ શરૂ થયો છે. ઇ. સ. ૧૮૨૦માં રાણીગંજમાં કોયલા ખોદવાનું પ્રથમ અંગ્રેજી કારખાનું સ્થપાયું તે હજી ચાલે છે. ઘણાં વર્ષ સુધી બીજી એકે ખાણ ખોદવામાં આવી ન હતી, પણ ઇ. સ. ૧૮૫૪માં ઈસ્ટ ઇંડિઆ રેલવે કંપનિ સ્થપાઈ, એટલે કોયલા ખોદવાના ઉદ્યોગને ઉત્તેજન મળ્યું, અને ત્યારથી દરેક વર્ષે બે ત્રણ નવી ખાણો ખોદવામાં આવે છે. ઇ. સ. ૧૮૭૪માં સાત નવી ખાણો ખોદાઈ. કોયલાની ખાણના ઉદ્યોગને અને આગગાડીની સડકને ઘણો સંબંધ છે. જ્યાં જરૂર હોય ત્યાં આગગાડીથી કોયલા લઈ જઈ શકાય છે, અને તે સોંઘા કે મોંઘા હોય તે પ્રમાણે આગગાડી ચલાવવાનો ખરચ ઓછો કે વધતો થાય છે. બંગાળાની કોયલાની ખાણોમાંથી આગગાડીને કોયલા પુરા પડે છે એટલુંજ નહિ, પણ કલકત્તાનાં શણનાં કારખાનાં ને અને દક્ષિણ બંગાળાની આગબોટોને પણ કોયલા પુરા પડે છે

બંગાળાથી ઉતરતી કોયલાની ખાણો મધ્યપ્રાંતમાં છે. તેમાં મુખ્ય ચાંદા જિલ્લાની બરોરાની અને મોહપાણીની ખાણો છે. હિંદુસ્તાનમાં કોયલાની જેટલી ઉપજ છે, તેનો નવ દશાંશ દામોદર નદીના કિનારાના પ્રદેશની ખાણોમાંથી નીકળે છે. તે ખાણોમાં રાણીગંજની મુખ્ય છે. છોટાનાગપુરની ખાણો પહાડી અને વિકટ દેશના વિશાળ ભાગોમાં આવેલી છે. હજી એ ખાણોની બરાબર શોધ થઈ નથી. સાતપુડાની દક્ષિણે નર્મદાના કિનારા પર ખાણો ખોદવામાં અત્યારસુધી બહુ લાભ થતો નથી. શાખા રેલવેથી એ ખાણોના કોયલા જી. આઇ. પી. રેલવેમાં વપરાય છે. ગોદાવરીની ખીણમાં નાગપુરથી દક્ષિણે છેક વેરૂળ સુધી ખાણો માલમ પડી છે. એમાં બરોરાની ખાણો લાભકારક થઈ પડી છે. આ પ્રમાણે કોયલાની ખાણો ગંગા અને ગોદાવરીના વચલા પ્રદેશમાં છે, અને મદ્રાસ ઇલાકાના ખપ સારૂ અહીંથીજ કોયલા લઈ જવા પડે છે.

હિંદુસ્તાનનો કોયલો ઘણો પોચો છે. એમાં રાખનો ભાગ સેંકડે ૧૪થી ૨૦ સુધી છે. ઇંગ્લાંડના કોયલામાં માત્ર ૩થી ૬ સુધીજ છે. આથી લોઢું સાફ કરવામાં તેમજ આગગાડીના કામમાં ઇંગ્લાંડના કોયલા કરતાં હિંદુસ્તાનના કોયલા ઘણા મોંઘા પડે છે. ઉત્તમ કોયલા રાણીગંજની ખાણોના છે. અંગ્રેજી કોયલા જેટલું કામ કરી શકે છે, તેનું અર્ધાથી બે તૃતીયાંશ સુધી એ કોયલા કરી શકે છે. હિંદુસ્તાનના કોયલા રેલવેના કામમાં વધારે વધારે વપરાતા જાય છે, અને સંચાનાં કારખાનાંમાં તેમજ આગબોટોમાં પણ તેનો ઉપયોગ વધતો જાય છે.

હિંદુસ્તાનમાં રૂપાનું ચલણ ઘણાં વર્ષથી છે; પણ રૂપાની ખાણો કોઈપણ સ્થળે કે પાસેના મધ્ય એશિઆના ભાગોમાં નથી. પણ સોનું ઘણે ઠેકાણે માલમ પડે છે અને જથાબંધ નીકળે છે. છેક દક્ષિણમાં, મધ્ય ઉચ્ચ પ્રદેશમાં, અને ઈશાન તથા વાયવ્ય સરહદ

પર ઘણા પર્વતનાં ઝરણાંમાંથી સોનું નીકળે છે; પણ તે કાઢવામાં એટલી બધી મહેનત પડે છે કે તેથી પોષણ જેટલોજ લાભ થાય છે.



કોલરની સોનાની ખાણનો દેખાવ.

હાલ થોડાં વર્ષ થયાં નીલગિરિ જિલ્લાના વેનાડ તાલુકામાં અને મ્હેસુરના કોલર જિલ્લામાં સોનું શોધી કાઢવામાં આવ્યું છે, અને તેને માટે અંગ્રેજી કંપનિઓ બંધાઈ છે. હિંદુસ્તાનના દક્ષિણ ભાગમાં ગોવળ-કોંડા આગળથી હીરા અને બ્રહ્મદેશમાંથી માણેક વગેરે રત્નો નીકળે છે.

હિંદુસ્તાનમાં તાંબું, સીસું, અને કલાઈની પણ ખાણો છે. દાર્જીલિંગથી પશ્ચિમ તરફ કમાઉન સુધી તાંબાની ખાણો છે. નેપાળના લોકો એમાંથી તાંબું ખોદી કાઢે છે. છોટાનાગપુરમાં પણ એની ખાણો છે. સીસું હિમાલયમાં પંજાબની સરહદ પર માલમ પડે છે. કલાઈની ખાણો બ્રહ્મદેશમાં તેમજ ટિનાસરીમમાં છે. ચીના લોકો એ ખાણો ખોદે છે.

# पाठ ५५. हिमालयनुं वर्णन.

मेघ छंद.

पोंच जई तुं हिमाचळ पर्वत, हिमे उजळो जेय,
जेनी शिलाए बेठी सुगंधी कस्तुरीमृग बेठेय,
ज्यांथीज जाह्नवी नीकळे.
श्रमहर्ता शृंगे बेस! शी शोभा ते काळे!
शुं पार्वतीपतिनो पोठीओ अंगपंक उछाळे? १.

पवन ऊठये द्व देवदारु तरुस्कंध युद्धे उत्पन्न,
जंगली गायना पुच्छगुच्छथी ठाम ठाम प्रजलन,
करी पर्वतने पीडे.
तो धारा तारी हजारोए होलववो घटे छे,
आतुरनी आरत हरवा रे सज्जन संचे छे. २.

तलप तुं पर मारे छे टप दई शरभ हस्तिनी भ्रांत,
अंगभंग थावाज रीसे तुं तो चंचळ जात,
वात गगनसुं करे छे.
कर तड तड मार करातणो हस खड खड सामुं,
अणसमज्युं आरंभे नथी कोण परिभव पाम्युं? ३.

पवन भराई वेणुओमां नाद मधुर त्यां थाय,
सुंदर किन्नरीओ ते संगे कोकिलकंठे गाय,
त्रिपुरविजय उत्साहे.

ते समय गुफामां गाजे जो तुं मृदंग अवाजे,
शिववल्लभ संगीत थाय रे संपूर्णज साजे. ४.
होय हिमाचळ उपतट उपर जे जे विशेष ते जोई,
बळिनियमन तत्पर वामनना श्याम पाद सम होई,
पेस तुं क्रौंचनी बारी.
प्रतिवर्षे आवे जाय ज्यांथी हंसनी स्वारी;
जे भृगुकुळदीपक देवना यशनी खरी बारी. ५.
त्यांथी नीकळी कर उंचे उंचे उत्तर देश प्रवास,
था तुं परोणो प्रिय तुं प्रीते जईने श्रीकैलास,
जो तेडे छे तने ते!
डगमग डोलंता शृंगनी जो शी शोभा छे!
वीसभुजना बळथी सांधा रे जेना खखळ्या छे ६.

नवलराम.

---

पद.

शोभा अपरंपार, गिरिवर, शोभा अपरंपार.
वारुं वार हजार. गिरिवर. टेक.

काल शीष पर धरा विराजे, ते पर रे' स्थिर यार. गिरिवर. १.
मगन थईने गगन गोखथी, जोती चंदा नार. गिरिवर. २.

तुहिन वपु पर धरे शाखावा, त्रिविध ताप अपार. गिरिवर. ३.
वांस फूंकी मृदु गान करे ज्यम, दृढव्रत कृष्णमोरार. गिरिवर. ४.
निरोगी ने औषधधारक, धन्वंतरि अवतार. गिरिवर. ५.
शीत ताप वरषा दव ज्वाळा, गणे नहि पळवार. गिरिवर. ६.
पवनतरंग उछाळा मारे, तेनी नथी दरकार. गिरिवर. ७.
धन्य धन्य तुज जनन ने स्थिति, सदा बने सुखकार. गिरिवर. ८.

दोलतराम.

---

કિન્નરી—કિન્નરની સ્ત્રી; સ્વર્ગની ગાનારી.
ક્રૌંચ—એ નામની હિમાલયમાંથી ટિબેટમાં જતાં એક નાની સાંકડી ખીણ છે.
જાહ્નવી—ગંગા નદી.
ત્રિપુરવિજય—ત્રિપુરાસુર નામના દૈત્યને મહાદેવે માર્યો હતો તે પરાક્રમ વિષેની કવિતા.
તુહિન—બરફ.
ધન્વંતરિ—દેવના વૈદ.
પરિભવ – હાર.
પંક—કાદવ.
પ્રજ્વલન—સળગાવતો.
બલિનિયમન—બલિને વશ કરનાર.
ભૃગુકુળદીપક—પરશુરામ.
વિશેષ—વધારાનું જોવા જેવું.
વીસભુજ—રાવણ.
શરભ—એ આઠ પગનું કલ્પિત પ્રાણી છે, અને હાથીનો કટ્ટો દુશ્મન ગણાય છે.
શિવવલ્લભ—શિવને વહાલું લાગે તેવું.
સ્કંધ—ડાળીઓ.

---

# સાતમી ચોપડી–ભાગ ૨.



## पाठ ५६. आर्य अने अनार्य.



અનાર્ય– ભીલ.

આર્યનું મૂળસ્થાન હિંદુસ્તાન છે એમ ઘણા લોક માને છે; પરંતુ દેશ અને ભાષાના શોધકોએ કરેલી તપાસ પરથી સિદ્ધ થયા જેવુંજ છે, કે કેટલાક લોકો ઘણા જુના વખતમાં મધ્ય એશિઆમાં થઈને હિંદુસ્તાન તરફ આવ્યા. જેને હાલ કંદહાર કહે છે, તેજ પ્રદેશ પ્રાચીન કાળમાં ગંધાર નામે પ્રસિદ્ધ હતો. આર્ય લોકો ત્યાં પ્રથમ

આવી વસ્યા, અને પછી ધીમે ધીમે તે પંજાબમાં આવ્યા એમ જણાય છે. તે સમયે એ પ્રદેશમાં કેટલાક લોક પ્રથમ વસતા હતા, તેઓ આર્યથી જુદી જાતના હોવાથી, આર્ય લોક તેમને અનાર્ય એટલે ઉતરતી જાતના કહેતા. આર્ય લોકો ગોરા, ઉંચા, ને મજબુત હતા. તેઓ અગ્નિ, વાયુ, સૂર્ય વગેરેને દેવ માની પૂજતા, તથા તેમને વિષે મંત્ર બનાવી ગાતા. તેઓ નાનાં નાનાં ટોળાં બાંધીને રહેતા. એ ટોળાનું પ્રાચીન નામ 'ગોત્ર' હતું. ગોધન એજ આર્યોનું સઘળું ધન હતું. તેને લઈને તે ફળદ્રુપ પ્રદેશમાં રહેતા. જે પ્રાંતમાં તે જઈ રહ્યા ત્યાં નદીનાળાં પુષ્કળ હતાં તથા ત્યાં સુધારાને અનુકૂળ શાંતિ હતી, તેથી તેમની સ્થિતિમાં સત્વર સુધારો થતો ગયો. તેમણે ખેતી વગેરે બીજા ધંધા પણ કરવા માંડ્યા. નાનાં નાનાં ગામ હતાં તેનાં શહેર થવા લાગ્યાં. વીર પુરુષોએ રાજ્ય સ્થાપ્યાં, અને તે વંશપરંપરા ચાલવા લાગ્યાં.

અનાર્યનો વર્ણ કાળો, નાક ચપટાં, ધર્મ મેલો, અને સ્વભાવ ક્રૂર હતો. તેઓની બોલી આર્યથી ઘણીજ જુદી હતી. આર્ય લોકો એમને દસ્યુ કે દાસ કહેતા. દસ્યુઓએ પહેલાં તો આર્યોને ઘણા હેરાન કર્યા, પણ આખરે તેમને જંગલોમાં તથા ડુંગરામાં ભરાઈ જવું પડ્યું, અથવા તો આર્યોના સેવક થઈ રહેવું પડ્યું. એ અનાર્યોમાં કેટલાક મૂળવતની અને કેટલાક બહારથી આવેલા હતા. જે અનાર્યો બહારથી આવેલા હતા, તેઓમાં દ્રાવિડ અને કોલર નામની બે જાતો મુખ્ય હતી. એ બે જાતો વાયવ્ય અને ઈશાન ખુણામાંથી ઉતરી આવી હિંદના મધ્ય ભાગમાં એકત્ર થઈ. કોલર અને મૂળવતનીઓ જંગલી હતા, પણ દ્રાવિડો થોડા સુધરેલા હતા. કોલરો નબળા હોવાથી દ્રાવિડોએ તેમને મારી હઠાવ્યા, એટલે તેઓ પૂર્વ અને પશ્ચિમ તરફ વીખરાઈ ગયા, અને દ્રાવિડો દક્ષિણ તરફ આગળ વધ્યા. જ્યારે આર્ય લોકો દક્ષિણમાં પેઠા, ત્યારે તેમણે દ્રાવિડોને ત્યાં વસેલા જોયા. રામાયણમાં વર્ણવેલા દક્ષિણ હિંદમાં અગસ્ત્ય વગેરે ઋષિઓના આશ્રમ તે આર્ય લોકની વસ્તી હતી, અને એમને હેરાન કરનારા રાક્ષસો અને રામચંદ્રજીને મદદ આપનારા વાનરો તે અનાર્ય દ્રાવિડ હતા, એમ

વિદ્વાનો માને છે. વખત જતાં દક્ષિણમાં આર્ય લોકોનો કેટલોક સુધારો દ્રાવિડમાં દાખલ થયો અને તે બે જાતો એકબીજામાં કેટલેક અંશે ભળી ગઈ. હાલ આપણા પ્રાંતમાં ભીલ, ચોધરા, નાયકડા, દુબળા વગેરે ઘણી અનાર્ય જાતો વસે છે, તે અસલના મૂળવતનીઓની ઓલાદ છે. એમાંના કેટલાક આર્યોની સાથે સંબંધમાં આવવાથી અને રજપુતોના ભળવાથી સુધર્યા છે. આપણા અને એમના મોંના ઘાટમાં કેટલોક ફેર છે. એમની ભાષામાં કેટલાક શબ્દો જુદી જાતના છે. એમની અને આપણી રહેવાની રીતમાં તેમજ ઘરસંસારની રીતમાં ઘણો તફાવત છે; તોપણ એમની ધર્મની અને લગ્નની કેટલીક રીત આપણી રીતને મળતી છે. કેટલાક ભીલો ગામ વસાવીને રહેતા નથી. તેઓ પોતપોતાના ખેતરમાં ઝુંપડી બાંધીને એમાં પડી રહે છે, અને ઝાડ કાપીને કે જેવી તેવી ખેતી કરીને ગુજરાન ચલાવે છે.

મધ્યપ્રાંતમાં વસ્તીનો મોટો ભાગ અનાર્ય લોકોનો છે. તેમાં ગોંડ લોકો કેટલેક અંશે સુધર્યા છે; પણ બીજી જાતના લોકો તો હજીએ જંગલમાં રહે છે, અને શિકાર કરીને પોતાનો નિર્વાહ કરે છે. ઓરીસા પ્રાંતમાં જુઆંગ કે પતુઆ એટલે પાંદડાં પહેરનારા લોકો વસે છે. સને ૧૮૭૧ સુધી તો તેમની સ્ત્રીઓ પણ માત્ર પાંદડાં પહેરી-ને રહેતી. દક્ષિણમાં પલિઆર, મંદાવર, તોડા, નેર, વગેરે બીજી જાતો છે. પલિઆર જંગલમાં થતી વસ્તુઓ, તથા ઉંદર કે એવાં બીજાં નાનાં પ્રાણીઓનો આહાર કરે છે. મંદાવર લોકો એકજ સ્થળે વર્ષથી વધારે મુદત રહેતા નથી, પણ પોતાનાં ઢોરઢાંકર લઈને ડુંગરાઓમાં ભટક્યાં કરે છે. નેર લોકોમાં એક સ્ત્રી એકી વખતે અનેક પુરુષોને પરણે છે, અને વારસો છોકરાને ન મળતાં છોકરીને મળે છે. આ ઉપરથી જણાશે કે ઘણાખરા મૂળવતનીઓ વેદમાં જણાવેલા અનાર્યોના જેવીજ લગભગ જંગલી સ્થિતિમાં છે; પરંતુ એ સૌમાં મધ્ય ઉચ્ચ પ્રદેશમાં રહેતા સંતાલ અને કોંધ કંઈક સુધરેલા છે. સંતાલ બંગાળામાંના ગંગાના પહાડી પ્રદેશમાં સંતાલ પરગણામાં રહે છે. અસલ તેઓ લૂંટફાટ કરતા, પણ હાલ સરકારે તેમને ઉદ્યમે

વળગાડ્યા છે. કાંધ લોકોમાં મનુષ્યનું બળિદાન અપાતું પણ તે અંગ્રેજ સરકારે બંધ કર્યું છે.

અનાર્ય લોકોના કેટલાક દેવ આર્ય ધર્મમાં દાખલ થયા છે, તેમ આર્યના કેટલાક દેવને અનાર્યો માને છે. આર્યોના દેવ ઉજળા તથા મનુષ્ય તરફ પ્રેમ બતાવનારા, અને અનાર્યોના મેલા તથા થરથરાટ ઉપજાવનારા છે. અનાર્યો ઘણુંખરૂં ભૂત, પિશાચ, ખેતરપાળ, દેવી, કાકાબળીઆ વગેરેને પૂજે છે તથા બળિદાન આપે છે.

આટલો ભેદ છતાં અનાર્યો પણ મનુષ્ય છે, એ વાત ભૂલવી નહિ. તેઓના કેટલાક સદ્ગુણ લેવા જેવા છે. તેઓ ઘણે ભાગે નીમકહલાલ, સાચા, વિશ્વાસુ, અને સારી પરોણાચાકરી કરનારા હોય છે. તેમનામાં ઘણાક મોટી ઉંમરે પરણે છે, એ રિવાજ વખાણવા લાયક છે.

---

# पाठ ५७. चार वर्ण अने तेओना धर्म.

વેદના સમયમાં આર્ય લોકોમાં જાતિભેદ ન હતો. એટલું તો ખરૂંજ કે સ્મૃતિ અને પુરાણના કાળમાં જાતિભેદનું જે સ્વરૂપ થયું તે વેદના સમયમાં ન હતું, એવો ઘણાખરા ઇતિહાસકારોનો મત છે. ભેદ માત્ર આર્ય અને અનાર્ય એટલોજ મનાતો હતો. પરંતુ કાળક્રમે આર્ય લોકોના જનમંડળમાં ગુણ અને કર્મ ઉપરથી એટલે સ્વભાવ, ઉદ્યોગ વગેરે પરથી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શૂદ્ર એવા ચાર વિભાગ પડ્યા એમ જણાય છે. આમ વિભાગ પડે એ બનવા જોગ છે. જનમંડળ જ્યાંસુધી સાદી સ્થિતિમાં હોય, ત્યાંસુધી એક માણસ અનેક ધંધા કરી શકે, પણ જરૂરિઆતો વધી પડ્યા પછી તેમ ન થાય. ગામડામાં વાણીઆની દુકાને આટોદાળ વેચાય, પાસે કબાટમાં લુગડાંનાં ચાર થાન મૂકયાં હોય, અને ખાનામાં પત્થરપેન, સીસાપેન

પણ પડી હોય; પણ શહેરમાં મોદીની, કાપડીઆની, અને વહોરાની દુકાનો જુદી જુદી હોય. પ્રથમ સુથાર અને લુહાર બે એકજ હોય, આગળ જતાં બેના ધંધા છુટા પડે. એજ રીતે દરેક જણે પોતપોતાને અનુકૂળ ધંધા કરવા માંડ્યા, ત્યારે તે તે ધંધાને લઈ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શૂદ્ર એવા ચાર વર્ણ પડ્યા. કેટલાક **આર્યો** ધર્મક્રિયામાં પોતાનો કાળ ગાળતા; અને સર્વ ધર્મની ક્રિયા તેમને હાથે થતી હોવાથી આગળ જતાં તેમને ઉચું પદ મળ્યું અને તે બ્રાહ્મણ કહેવાવા લાગ્યા. અધ્યયન, અધ્યાપન, યજન કરવું અને કરાવવું, દાન લેવું ને આપવું, એ છ કર્મો બ્રાહ્મણનાં ઠર્યાં. કેટલાક **આર્યો** સ્વદેશનું રક્ષણ કરવામાં તથા પરદેશ પર જય મેળવવામાં એટલે યુદ્ધ કરવામાં રોકાયા; એટલે તેમને રાજપદ પ્રાપ્ત થયું. યુદ્ધકળાનો અભ્યાસ કરવો, પોતાના માણસોનું રક્ષણ કરવું, દાન આપવું, યજન કરવું, તથા દિગ્વિજય કરવો, એ તેમનું કર્તવ્ય થયું. એ લોકોને ક્ષત્રિયની સંજ્ઞા મળી. જે **આર્યોએ** દાન, યજન, અને ભણવા ઉપરાંત ખેતી, વેપારવણજ તથા ધીરધારનો ઉદ્યમ કર્યો તે વૈશ્યને નામે ઓળખાયા. પરદેશથી માલ લાવી પોતાના દેશમાં વેચવાનું તથા પોતાના દેશમાંનો માલ પરદેશ મોકલવાનું કામ તેમણે સ્વીકાર્યું. બીજા વર્ણોની સેવા કરવાનું તથા સામાન્ય મજુરી કરવાનું કામ જેમને માથે પડ્યું તે શૂદ્ર કહેવાયા. આ વર્ગમાં **અનાર્યોનો** સમાવેશ થયો. **આર્યોએ** જીતીને જેમની પાસે પોતાની સેવા કરાવી તેજ મૂળના શૂદ્ર. બ્રાહ્મણ અને ક્ષત્રિયને જેમ કેટલાક માનવંતા હકો આપવામાં આવ્યા, તેમ વેપાર કરી પુષ્કળ ધન મેળવવાનો હક વૈશ્યને અપાયો; અને શૂદ્રનું ભરણપોષણ કરવાની ફરજ બીજા વર્ણો ઉપર નાખવામાં આવી. શૂદ્રને જમાડીને જમવું, જુનાં લુગડાં શૂદ્રને આપી દેવાં, અને શૂદ્ર અપંગ થાય ત્યારે તેનું તથા તેનાં બાળબચ્ચાંનું પોષણ કરવું, એમ ઠરાવવામાં આવ્યું.

પ્રથમ આ જાતિભેદ ધંધારોજગારના ભેદ પરથી બંધાયો હતો, તોપણ આગળ જતાં જન્મ પર તેનો આધાર રહેવા લાગ્યો. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, કે શૂદ્ર માબાપને પેટે જન્મનાર, અનુક્રમે બ્રાહ્મણ,

ક્ષત્રિય, વૈશ્ય, કે શૂદ્ર ઠર્યા. શાસ્ત્રમાં પણ તેજ વર્ણવ્યવસ્થા કાયમ રહી અને ચાર વર્ણ થયા.

ઉપર જણાવેલી ચાર વર્ણના કામની વહેંચણી હંમેશાં પુરેપુરી પળાતી એમ સમજવાનું નથી. બ્રાહ્મણોએ શસ્ત્ર ઝાલ્યાં છે, ક્ષત્રિયોએ ધર્મોપદેશ કર્યો છે, અને બીજા વર્ણો પણ ઉપર બતાવેલાં પોતપોતાનાં કામનેજ વળગી રહ્યા નથી. પરશુરામે બ્રાહ્મણ છતાં એકવીસ વાર નક્ષત્રી પૃથ્વી કરી હતી, તથા દ્રોણાચાર્યે પાંડવો સાથે યુદ્ધ કર્યું હતું; વળી બ્રાહ્મણ ધર્મને ઉથલાવી પાડીને નવો ધર્મ સ્થાપનાર ગૌતમબુદ્ધ પણ ક્ષત્રિય કુળમાં જન્મ્યાં હતા. છતાં ઉપર પ્રમાણે સામાન્ય કામની વહેંચણી કેટલાક કાળ સુધી ચાલી હતી એમ જણાય છે. આ વહેંચણીને લીધે ચારે વર્ણોને પોતપોતાના કામમાં કુશળતા મળી એટલુંજ નહિ, પણ તે તે કામના લાંબા પરિચયને લીધે તેઓમાં જુદા જુદા સ્વભાવ તથા ગુણ પણ ઘડાયા. મનની શાંતિ, ઇંદ્રિયો ઉપર કબજો, શરીરની અને અંતઃકરણની શુદ્ધિ, તપ, ક્ષમા, આસ્તિકપણું, સીધાપણું, સત્યનું જ્ઞાન, એ બ્રાહ્મણનાં લક્ષણ; અને શૌર્ય, તેજ, ધીરજ, ઉદારતા, રણમાં અને રાજ્યમાં સ્થિરપણું, ડહાપણ, અને બીજાને નિયમમાં રાખવાની શક્તિ, એ ક્ષત્રિયનાં લક્ષણ ઠર્યાં. તેજ પ્રમાણે વૈશ્ય અને શૂદ્રના કેટલાક ખાસ ગુણો બંધાયા; પણ જતે દહાડે આ વર્ણવ્યવસ્થામાં બગાડ દાખલ થયો. બીજા વર્ણોથી દબાએલા શૂદ્રો પશુ જેવા થઈ ગયા. વૈશ્યો લોભી અને શસ્ત્રથી બીતા થયા. ક્ષત્રિયો ઝૂંટફાટીઆ અને માંહોમાંહે લડતા થયા; અને બ્રાહ્મણો દરિદ્રી તથા મિથ્યાભિમાની થયા.

એટલું યાદ રાખવામાં આવે કે સર્વ વર્ણો મનુષ્ય છે, માત્ર સગવડ ખાતરજ કામની વહેંચણી છે, કોઈ ઉચું નથી અને કોઈ નીચું નથી, સર્વ એકજ જનમંડળનાં અંગો છે, તો સઘળા સારી રીતે કામ કરી શકે; વળી એ પણ ભૂલવું ન જોઈએ કે ધંધાની સાથે ગુણ પણ વર્ણભેદનું કારણ છે. મહાભારતમાં યુધિષ્ઠિર નહુષને

કહે છે, કે સત્ય, દાન, ક્ષમા, શીલ, અહિંસા, તપ, દયા, એ જેનામાં હોય એનેજ બ્રાહ્મણ જાણવો, અને એ જેનામાં ન હોય તેને શૂદ્ર કહેવો.

---

અધ્યયન—ભણવું.
અધ્યાપન—ભણાવવું.
આસ્તિકપણું—ઈશ્વરને માનવું તે.
દિગ્વિજય—અનેક દેશો પર જય મેળવવો તે.
નહુષ—એ નામનો રાજા. એના અભિમાનને લીધે એ અજગર થયો હતો.
પરિચય—ઓળખાણ.
યજન—પૂજન; હોમ.
શીલ—સદાચરણ.

---

## पाठ ५८. चार आश्रमो.

માણસની જિંદગી એ પ્રભુની અમૂલ્ય બક્ષીસ છે, એનો સારામાં સારો ઉપયોગ કરવા માટે કોઈક પણ પદ્ધતિ બાંધવાની જરૂર છે. આવા હેતુથી જનસમાજમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શૂદ્ર એ પ્રમાણે જેમ ચાર વર્ણ બન્યા અને બ્રાહ્મણ શાસ્ત્રકારોએ તે સ્વીકાર્યા; તેમ દરેક વ્યક્તિની જિંદગીના ચાર ભાગ કરીને તે દરેકને આશ્રમ એ સંજ્ઞા આપવામાં આવી. તેનાં નામઃ-(૧) બ્રહ્મચર્યાશ્રમ, (૨) ગૃહસ્થાશ્રમ, (૩) વાનપ્રસ્થાશ્રમ, અને (૪) સંન્યાસાશ્રમ.

સાધારણ રીતે છોકરો શીખવા જેટલી ઉમરનો થાય એટલે તેને જનોઈ દઈને તેના ગુરુને સ્વાધીન કરવો. જનોઈથી માંડી વિદ્યા પૂરી કરતાં સુધીનો કાળ એટલે આસરે બાવીસ વર્ષની ઉમર થતાં સુધીનો વખત તે બ્રહ્મચર્યાશ્રમ. આ આશ્રમમાં ભવિષ્યની બધી જિંદગીનો પાયો નાખવામાં આવે છે. જનોઈ પહેરી સૂર્યનો મંત્ર લઈ વિદ્યાર્થી ગુરુને ઘેર રહે છે; ભિક્ષા માગીને ગુજરાન ચલાવે છે; ગુરુની સેવા કરે છે; અને વિદ્યા ભણે છે. મનુ કહે છે કે શિષ્યે ગુરુ ફરજ પાડે

ત્યારેજ ભણવા બેસવું એમ નહિ, પણ પોતાની મેળે ઉત્સાહથી અને ઉમંગથી ભણવું. શરીર, વાણી, મન, બુદ્ધિ, અને ઇંદ્રિય, સર્વ નિયમમાં



ઋષિનો આશ્રમ.

રાખવાં. કોઈના પણ મનને ઉદ્વેગ થાય એવું કઠોર વચન કદી બોલવું નહિ; સુગંધી દ્રવ્યોના સેવનથી દૂર રહેવું; સાદું ભોજન જમવું; સ્ત્રીઓનો સહવાસ તજવો; અસત્ય ભાષણ કરવું નહિ; કોઈની પણ નિંદા ન કરવી; ગુરુની આજ્ઞા ઉઠાવવા હંમેશાં તત્પર રહેવું. એમના ઊઠતાં પહેલાં ઊઠવું અને સૂતા પછી સૂવું. એમના બેઠા વિના બેસવું નહિ, એમના દેખતાં સૂવું નહિ. એમના આસન પર કદાપિ બેસવું નહિ, અને એમની નિંદા થતી હોય તો ત્યાંથી બીજી જગાએ ચાલ્યા જવું. માતા, પિતા, તથા ગુરુનું હંમેશ પ્રિય આચરણ કરવું, અર્થાત્ તેમની

આજ્ઞા પાળીને તેમને પ્રસન્ન રાખવાં. એ ત્રણેની સેવામાંજ પુરુષના સર્વ કર્મની સમાપ્તિ થાય છે. એજ ઉત્કૃષ્ટ ધર્મ છે. બ્રહ્મચારીએ પાળવાના નિયમો સખત હોય છે. એનું કારણ એવું છે, કે નાનપણથી મોટાને માન આપવાની ટેવ પડે, મન અને ઇંદ્રિયો વશ રાખતાં આવડે અને શરીર કસાય, તો મોટપણમાં તોછડાઈ, અભિમાન, અને મન તથા શરીરની નબળાઈ વગેરે દોષો ઉત્પન્ન થવા ન પામે.

વિદ્યા પૂરી કર્યા પછી ગુરુની આજ્ઞા લઈ ઘેર આવવું, અને પછી યોગ્ય કન્યા પરણી ગૃહસ્થ થવું. બ્રહ્મચર્યાશ્રમમાં મેળવેલી કેળવણીને ઉપયોગમાં લેવાનો કાળ હવે શરૂ થાય છે. આ કાળમાં દરેક વર્ણે પોતપોતાના ધર્મ પાળવા, અને સત્ય અને સદાચારમાં સર્વદા પ્રીતિ રાખી સંસારનું પૂર્ણ સુખ ભોગવવું. મનુ કહે છે કે મનુષ્યે સત્ય બોલવું, પ્રિય બોલવું, અપ્રિય હોય એવું સત્ય ન બોલવું, પ્રિય લાગે તેવું અસત્ય પણ ન બોલવું. આખો ગૃહસ્થાશ્રમ સ્ત્રી ઉપર રચાયો છે, માટે સ્ત્રી તરફ ઉત્તમ ભાવ રાખવો. જે ઘરમાં સ્ત્રીઓનો સત્કાર થાય છે, ત્યાં દેવતાઓનો વાસ હોય છે. જ્યાં સ્ત્રીપુરુષ એક બીજાથી હંમેશાં પ્રસન્ન હોય છે, ત્યાંજ કલ્યાણ રહે છે; વળી આખા કુટુંબમાં તેમજ સગાંવહાલાં સાથે સંપ રાખવો. જે કંઈ કમાવું તેમાંથી ઈશ્વર અર્થે કેટલુંક ખર્ચ કરવું. અતિથિને આવકાર દેવો, તથા પાત્ર જોઈ યથાશક્તિ દાન કરવું. ગૃહસ્થાશ્રમમાં જેવો પરોપકાર થાય છે, તેવો બીજા એકે આશ્રમમાં થતો નથી; વળી બીજા બધા આશ્રમો ગૃહસ્થાશ્રમને આધારે રહેલા છે, માટે ગૃહસ્થાશ્રમને સર્વ આશ્રમોમાં શ્રેષ્ઠ કહ્યો છે.

સંસારમાંથી મન ખેંચી લઈને પ્રભુ સાથે પ્રીતિ જોડવા સારૂ વનમાં જવું અને ચિત્ત શુદ્ધ કરવું, એ ત્યારપછીનું કર્તવ્ય. તે કરવાને માટે 'ઘર' કરતાં 'વનજ' વધારે યોગ્ય તેથી વનમાં જઈને રહેવું, એ વાનપ્રસ્થાશ્રમ. માથે પળીઆં આવે અને છોકરાને ઘેર છોકરૂં થાય એટલે ગૃહસ્થે વનવાસ કરવો. મતલબ કે જિંદગીનો ત્રીજો ભાગ વાનપ્રસ્થ આશ્રમ માટે છે. સ્ત્રીને સાથે આવવા ઇચ્છા હોય

તો સાથે લેવી, નહિ તો એને પુત્રને સોંપી વનમાં જવું. શરીરે વલ્કલ ધારણ કરવાં, ફળમૂળાદિ ખાઈને નિર્વાહ કરવો, અને ઘેર અતિથિ આવે તો તેને પણ એમાંથી આપવું. દાન આપવું પણ લેવું નહિ. પરમાત્મા સંબંધી અભ્યાસમાં મચ્યા રહેવું, ઇંદ્રિયોનો નિગ્રહ કરવો, અને સર્વ ભૂતમાત્ર ઉપર દયા તથા પ્રેમ રાખવો. અસલ મોટા મોટા સૂર્ય અને ચંદ્રવંશી રાજાઓ પણ ઘડપણમાં કુંવરને ગાદીએ બેસાડી પોતે પત્ની સહિત વાનપ્રસ્થ થતા.

ચોથો આશ્રમ સંન્યાસાશ્રમ છે. એમાં સઘળી વસ્તુનો ત્યાગ કરી ભિક્ષા ઉપર નિર્વાહ કરવાની આજ્ઞા છે. આ આશ્રમમાં શિખા તથા જનોઈ કાઢી નાખવામાં આવે છે, અને માત્ર શરૂઆતમાં દંડ રાખવાનો રિવાજ છે. સંન્યાસીએ મરણ અથવા જીવિતથી સુખ માનવું નહિ, પરંતુ સેવક જેમ સ્વામીની આજ્ઞાની રાહ જુએ છે, તેમ હંમેશ મૃત્યુને માટે તૈયાર રહેવું. કોઈનું અપમાન કરવું નહિ, કોઈ સાથે વેર બાંધવું નહિ, ક્રોધ પામેલા સામે ક્રોધ ન કરવો, કોઈ પોતાની નિંદા કરે તો તેને કુશળ પૂછવું; વળી એક ઠેકાણે બેસી ન રહેતાં સર્વ ભૂતના કલ્યાણ અર્થે જગતમાં ફરવું, તથા પરમાત્મામાં ચિત્ત પરોવવું.

આ પ્રમાણે ચાર આશ્રમોની વ્યવસ્થા છે. એને ભારતના રચનારે ચાર પગથીઆંની નીસરણી કહી છે તે વાજબી છે.

---

ઉદ્વેગ—ખેદ; દીલગીરી.
નિર્વાહ—ગુજરાન.
પદ્ધતિ—નિયમ, વ્યવસ્થા.
યથાશક્તિ—શક્તિ પ્રમાણે.
વલ્કલ—છાલનાં લુગડાં.
શિખા—ચોટલી.
સર્વ ભૂતમાત્ર—સઘળાંજ પ્રાણી.

---

# પાઠ ૫૧. બૌદ્ધધર્મ અને તેના પ્રવર્ત્તકો.


ગૌતમ બુદ્ધ.

આસરે અઢી હજાર વર્ષ ઉપર વેદોક્ત યજ્ઞવિધિ વગેરે ક્રિયાનું જોર અતિશય વધી જવાથી ખરા ધર્મતત્ત્વનો અને સત્કર્મનો ઘણોખરો લોપ થયો. ધર્મ સંબંધી ક્રિયાની ખટપટ વધી પડી, ને લોકોને તેમનો કંટાળો આવવા લાગ્યો. એવે સમયે એક ધર્મ સ્થાપનાર મહાપુરુષ ઉત્પન્ન થયો. કાશીની ઉત્તર તરફ ગંગા અને હિમાલયની વચ્ચેના પ્રદેશમાં **શાક્ય** નામે લોકોનું એક નાનું સરખું રાજ્ય હતું. તેની રાજધાની કપિલવસ્તુ નામનું નગર હતું. ત્યાંના રાજા શુદ્ધોદનને પ્રથમ પુત્રસંતતિ ન હતી, પણ પાછલી વયમાં તેને એક પુત્ર થયો તેનું નામ **સિદ્ધાર્થ** પાડ્યું; તેજ આગળ જતાં જગતમાં બુદ્ધ એટલે જાગેલા, જ્ઞાન પામેલા એવા નામથી પ્રસિદ્ધ થયા. નાનપણથીજ એમનામાં અસાધારણ વિચારશક્તિ હતી. એ દુનિયાદારીનું સ્વાર્થી સુખ ભોગવવાને જન્મ્યા ન હતા. ઓગણત્રીસ વર્ષની ઉંમર થતાં સુધી રાજપુત્ર **સિદ્ધાર્થ** ઘણા સુખચેનમાં ઉછર્યા; પરંતુ તે વર્ષમાં એક દિવસ એક છેક ઘરડો થઈ ગએલો મનુષ્ય, એક રોગી, એક પ્રેત, અને એક શાંત મુખાકૃતિવાળો સંન્યાસી જોઈને સંસાર પરથી તેમનું મન ઊઠી ગયું. એમને ખાતરી થઈ ગઈ કે સંસાર દુઃખથી ભરેલો છે અને ક્ષણભંગુર છે. આ વિચારે એમના મન ઉપર એટલી બધી અસર કરી, કે એક મધરાતે તે રાજકુંવર ઊઠ્યા, અને સંસાર

છોડી જ્ઞાનની શોધમાં એકદમ નીકળી પડવાને તૈયાર થયા. પાસે એમની સ્ત્રી યશોધરા, અને બાળક પુત્ર રાહુલ સૂતાં હતાં. યશોધરાને જગાડવી? જગાડીને શું? યશોધરા જગતના સુખમાં ડૂબેલી, એ સંસાર ત્યાગનો અર્થ શી રીતે સમજી શકશે? જતાં જતાં રાહુલને તેડવાનું મન થયું, પણ એના માથા ઉપર યશોધરાનો હાથ પડ્યો હતો, અને એ ખસેડવા જતાં યશોધરા જાગી ઊઠે; તેથી આખરે હૃદયની બધી વૃત્તિઓ દબાવી રાજકુંવર મહેલ છોડી ચાલ્યા ગયા.

પ્રથમ સંન્યાસી પાસે રહીને તેમણે વેદ તથા વેદાંતનું જ્ઞાન સંપાદન કર્યું, તેથી તેમના ચિત્તનું સમાધાન ન થયું; પછી દેહકષ્ટ કર્યું તેથી પણ ખરૂં જ્ઞાન મળતું નથી એવી તેમની ખાતરી થઈ. છેવટે એ માર્ગોથી કંટાળી એક પીપળાના ઝાડ નીચે ઉંડો વિચાર કરતા બેઠા, અને ત્યાં એમને જગતના દુઃખનું કારણ તથા એ દુઃખનો ઉપાય સૂઝી આવ્યાં. એમને નિશ્ચય થયો કે વિષયની ઇચ્છા એજ સર્વ દુઃખનું કારણ છે; માટે એ ઇચ્છા મટે તો નિર્વાણ એટલે શાંતિ મળે. એમને જણાયું કે આ શાંતિ જેમ દુનિયાની મોજમઝાથી મળતી નથી, તેમ દેહકષ્ટ થકી પણ મળતી નથી. મધ્યમ માર્ગજ ખરો માર્ગ છે. જગત્ ક્યાંથી ઉત્પન્ન થયું અને કોણે ઉત્પન્ન કર્યું, ઇત્યાદિ બાબતનો વાદવિવાદ કરવાને બદલે ઇંદ્રિયો વશ રાખવી અને પરોપકાર કરવો એજ પુરુષનું કર્ત્તવ્ય છે, એમ તેમને લાગ્યું, અને લોકોને એ બંને તત્ત્વોનો બોધ કરવાનો તેમણે નિશ્ચય કર્યો.

ગૌતમ બુદ્ધ જગતને ઉપદેશ કરવાને ફરતા હતા, તેવામાં એક સ્ત્રી પોતાનું મુએલું બાળક હાથમાં લઈને એમની પાસે આવી અને બોલી, ભગવાન, આ મારા બાળકને જીવતું કરો. ગૌતમ બુદ્ધે જવાબ દીધો, બાઈ, કરૂં, પણ તું જરા એક મુઠી રાઈ લઈ આવ. આજ સુધીમાં જેને ઘેર કોઈ મરી ન ગયું હોય તેવાને ઘેરથી લાવજે હો. પેલી બાઈ ઘેર ઘેર ભટકીને બુદ્ધ પાસે પાછી આવી, અને કહ્યું, ભગવાન મને રાઈ ન મળી. એક પણ ઘર એવું નથી કે જ્યાં આજ સુધીમાં કોઈ ને કોઈ મરી ગયું ન હોય. પછી બુદ્ધે એ બાઈને જ્ઞાનનો ઉપદેશ કર્યો.

એક દિવસ એક માણસ દિશાઓને નમસ્કાર કરતો હતો. એને બુદ્ધે પૂછ્યું: ભાઈ, આ શું કરો છો? એણે જવાબ દીધો, મારા બાપે જે પ્રમાણે કરવાનું કહ્યું છે તે પ્રમાણે કરૂં છું. બુદ્ધે જોયું કે આ માણસ ગાડરીઆ પ્રવાહમાં ચાલ્યો જાય છે અને એને ખરૂં જ્ઞાન નથી, તેથી એમણે એને બોધ કર્યો કે તારાં માતપિતા એ તારી પૂર્વ દિશા; ગુરુ તે દક્ષિણ; બૈરાંછોકરાં તે પશ્ચિમ; મિત્રો ને સગાંવહાલાં તે ઉત્તર; ધર્માચાર્યો તે ઉપર અને નોકરો તે નીચે એમ દિશાઓ સમજ. એમ કહી એને માબાપ, છોકરાં, ગુરુ, શિષ્ય ઇત્યાદિની પરસ્પર ફરજો શી શી છે એ બતાવ્યું. કર્મમાર્ગથી એટલે યજ્ઞાદિથી લોકો ઘણા કંટાળી ગએલા હોવાથી, તેમજ અહિંસા તથા પરોપકારનો બોધ મનુષ્યના મન પર તરત અસર કરે એવો હોવાને લીધે ગૌતમ બુદ્ધના ઘણા શિષ્યો થયા; એ મતમાં જાતિભેદ ન હોવાથી એનો ઘણી ઝડપથી પ્રસાર થવા લાગ્યો. બુદ્ધના પછી પણ એમના શિષ્યોએ એ ધર્મનો પ્રસાર ઘણા ઝપાટાબંધ કર્યો. કેટલાક રાજાઓએ એ ધર્મ સ્વીકાર્યો, અને તેમણે તે પ્રવર્ત્તાવવામાં ઘણી મદદ કરી. ઇ० સ. પૂ. ૨૫० વર્ષ ઉપર મગધના રાજા અશોકે એ ધર્મ સ્વીકાર્યો, બૌદ્ધ ભિક્ષુઓની સભા ભરી, અને બુદ્ધના વચનોના સંગ્રહની શોધ કરી. તેણે ઉત્તરે કંદહારથી દક્ષિણે મ્હૈસુર સુધી અને પશ્ચિમે રજપુતાનાથી પૂર્વમાં બ્રહ્મદેશ સુધી સર્વ દેશમાં ભિક્ષુઓને મોકલી ચારે તરફ એ ધર્મનો ઉપદેશ કરાવ્યો.

એના પછી ઇ. સ. ના પહેલા સૈકામાં કનિષ્ક નામે મોટો બૌદ્ધ રાજા થયો. તેણે પણ એક પરિષદ્ ભરીને બુદ્ધનાં વચન પર ભાષ્ય લખાવ્યાં. આ રાજાના ઉત્સાહથી પણ બૌદ્ધધર્મ ઘણો ફેલાવો પામ્યો.

નીતિની બાબતમાં બૌદ્ધધર્મ ઘણો વખાણવાજોગ છે. એમાં મનુષ્યમાત્રને નીચેનાં પંચશીળ પાળવાનો ઉપદેશ કર્યો છે. (૧) કોઈપણ તરેહની હિંસા કરવી કે કરાવવી નહિ, (૨) કોઈપણ વસ્તુ ચોરવી કે ચોરાવવી નહિ, (૩) પરસ્ત્રીનો સંગ ન કરવો. (૪)

કોઇપણ પ્રકારે અસત્ય બોલવું નહિ, અને (૫) માદક પદાર્થોથી દૂર રહેવું; વળી તેણે ભિક્ષુઓને માટે કેટલાક ખાસ નિયમો કર્યા હતા.

---

ગાડરીઓ પ્રવાહ—ગાડર એટલે ઘેટાંની માફક એકે કર્યું તેમ બીજાએ કરવું એવી જે રીત તે.

દેહકષ્ટ—કાયાને દમવી તે.

પરિષદ—સભા.

પંચશીળ—સદાચારના પાંચ નિયમ.

ભાષ્ય—ટીકા.

માદક—કેફી.

વેદોક્ત—વેદમાં જણાવેલા.

ક્ષણભંગુર—જેનો પળવારમાં નાશ થઈ જાય એવો.

---

# पाठ ६०. आदिनाथ.



શેત્રુંજા ઉપરનું આદિનાથનું દહેરૂં.

નાભિ અને મરૂદેવીના પુત્ર ઋષભદેવજી જૈન ધર્મના આદિ તીર્થંકર છે, અને તે આદિનાથ અને આદીશ્વર ભગવાનને નામે

પ્રસિદ્ધ છે. ચોવીસમા તીર્થંકર મહાવીરસ્વામી ૬૦ સ. પૂર્વે છઠ્ઠા સૈકામાં થયા, તે પહેલાં ઘણાં વર્ષ અગાઉ ઋષભદેવજી થઈ ગયા કહેવાય છે. એમનું ચરિત્ર પ્રસિદ્ધ જૈન વિદ્વાન હેમચંદ્રે લખ્યું છે. એ ચરિત્ર ઉપરથી ઋષભદેવજીએ રાજા અને ધર્મોપદેશક તરીકે લોક ઉપર કેવો ઉપકાર કર્યો છે, તે જણાય છે. એમણે જંગલી લોકના લગ્ન સંબંધી રિવાજમાં સુધારો કર્યો. એ લોકોને જુદી જુદી કળાઓ શીખવી. તેઓમાં રાજ્યવ્યવસ્થા દાખલ કરી અને આત્માના કલ્યાણનો ઉત્તમ બોધ બધે ફેલાવ્યો. કહે છે કે અસલના જંગલી લોકોમાં માંહોમાંહે ભાઈબેન પરણતાં, તે રિવાજ પ્રથમ ઋષભદેવજીએ બદલ્યો. પોતે સુમંગલા અને સુનંદા નામે બે પરકુટુંબની કન્યાઓને પરણ્યા, અને ત્યારથી લોકમાં પારકાએ આપેલી કન્યા પરણવાનો રિવાજ દાખલ થયો. લોકો જંગલી દશામાં એક બીજા સાથે લડતા તેમને એમણે લડતા અટકાવ્યા, તથા વિનીત એટલે નિયમમાં રહેનારા કર્યા. એથી એમણે વસાવેલી નવી નગરીનું નામ વિનીતા અથવા અયોધ્યા પડ્યું. એમણે હાથી, ઘોડા, રથ, તથા પાયદળની ચતુરંગ સેના રચી. મંત્રીઓ અને સેનાપતિઓ નીમ્યા, તથા ચોરી વગેરે ગુના અટકાવવા માટે રક્ષકો સ્થાપ્યા. ગાય, બળદ, ઊંટ, ભેંસ, પાડા, અને ખચ્ચરનો ઉપયોગ પણ એમણે દાખલ કર્યો.

તે વખતના લોકને રાંધતાં આવડતું ન હતું. તેઓ ઘઉં ચણાને મળતી કેટલીક વગડાઉ વનસ્પતિ તથા બીજાં એની મેળે થતાં ધાન્ય ખાઈને જીવતા. પણ કાચું ધાન્ય એમનાથી જીરવી શકાતું નહિ, તેથી તેને ચોળી છોતરાં કાઢી નાખીને ખાવાનું બતાવ્યું. પણ કઠણ ધાન્ય એ રીતે પચાવી શકાતાં નહિ, તેથી એને માટે હાથથી ઘસી પાણીમાં પલાળીને ખાવાની યુક્તિ બતાવી; પણ એટલાથી કામ બરાબર ન ચાલ્યું, ત્યારે મુઠીમાં કે બગલમાં રાખીને શરીરની ગરમીનો બાફ લગાડીને ખાવાની સૂચના કરી. તેવામાં એક વખત વૃક્ષની શાખાઓ એક બીજા સાથે ઘસાવાથી એમાંથી અગ્નિ ઊઠ્યો. એને પ્રથમ તે જંગલી લોકો પકડવા ગયા. એથી દાઝ્યા અને ભયભીત થઈ રાજા

પાસે આવી કહેવા લાગ્યા, કે વનમાં કોઈ નવીન ભૂત ઉત્પન્ન થયું છે. રાજાએ એમને ધીરજ આપી અને કહ્યું કે જાઓ, એની આસપાસનું ઘાસ દૂર કરો, અને પછી એની અંદર ધાન્ય નાખજો. તેઓએ તેમ કર્યું, પણ ધાન્ય બળી જવા માંડ્યાં, અને રાજાની પાસે આવી ફરી તે કહેવા લાગ્યા, કે હે સ્વામી, આ ભૂત તો ભુખાળવું છે, અમને કંઈ પાછું આપતું નથી, અને એને આપેલાં બધાંએ ધાન્ય અને કંદમૂળ એકલપેટાની માફક એ પોતેજ ખાઈ જાય છે. ત્યારે રાજાએ એક માટીનો ગોળો મંગાવ્યો, અને પોતે જે હાથી ઉપર બેઠા હતા, એના કુંભસ્થળ ઉપર મૂકીને એનું વાસણ બનાવ્યું, અને લોકોને કહ્યું કે એવાં બીજાં માટીનાં વાસણ ઘડો, ને તેમાં કંદમૂળ રાંધીને ખાઓ.

ઋષભદેવજીએ સર્વે કારીગરોમાં પ્રથમ કુંભાર કર્યા. પછી લોકનાં ઘર બાંધવા માટે સુથાર તૈયાર કર્યા, તથા ઘર ચીતરવાને ચિતારા, લુગડાં વણવા માટે વણકરો, અને હજામત કરવા માટે હજામો બનાવ્યા. ખેતી, વેપાર વગેરે ઉદ્યોગ ઉત્પન્ન કર્યા. લિપિ, ગણિત, વૈદક, ધનુર્વિદ્યા, વગેરે શાસ્ત્રો બનાવ્યાં. લોકને માબાપ, ભાઈબેન વગેરેના સંબંધ સમજતા કર્યા. એમણે રાજ્યવહીવટની તથા ઇન્સાફની પદ્ધતિઓ રચી. એકંદરે એ સમયમાં લોકો સલાહ-સંપથી ને સુખશાંતિમાં રહેતા, અને રાજાના ગુણ ગાતા.

એક વખતે વસંતઋતુમાં લોક તરેહ તરેહના વિલાસ ભોગવી રહ્યા છે, એ જોઈ ઋષભદેવજીને વિચાર થઈ આવ્યો કે દુનિયાના વિષયમાં ડૂબેલા મનુષ્યોને ધિક્કાર છે! તેઓ પોતાના આત્માનું ખરૂં સુખ સમજતા નથી. ઉંદર જેમ ઝાડનાં મુળીઆં કાતરી નાખે છે, તેમ રાગ, દ્વેષ, મોહ વગેરે ધર્મનો મૂળથીજ નાશ કરે છે. જ્યાંસુધી સંસારરૂપી કારાગૃહમાં વિષયવાસનાઓ ચોકીદારની માફક જાગૃત હોય છે, ત્યાંસુધી મનુષ્યને તેમાંથી મુક્ત થવાની આશા ક્યાંથી? આ પ્રમાણે વિચાર આવવાથી ઋષભદેવને સંસાર ઉપર વૈરાગ ઉત્પન્ન થયો, અને પોતાના સામંત, સરદારો તથા રાજપુત્રોને બોલાવ્યા,

અને ભરતને કહ્યું કે, હે પુત્ર, તું હવે આ રાજ્ય સ્વીકાર, અને પ્રજાનું યોગ્ય રીતે પાલન કર, અમે તો સંયમનું સામ્રાજ્ય ગ્રહણ કરીશું, અને જગતને બોધ દેવાને નીકળી પડીશું. એમ કહી ભરતને ગાદી સોંપી પોતે ઘણા આર્ય ને અનાર્ય દેશોમાં યતિ થઈને ફરવા માંડ્યું. એમણે જ્ઞાનનો, અહિંસાનો, સત્યનો, બ્રહ્મચર્યનો, તથા ચોરી ન કરવાનો ઉત્તમ બોધ લોકમાં ફેલાવ્યો. એમણે કહ્યું કે સર્વ જગતને છેતરનારા વિષયો શઠ લોકોનાં વચન જેવા આરંભમાં મધુર ને પરિણામે દુઃખદાયક છે. સ્થાવર ને જંગમ પદાર્થોનો પ્રમાદથી નાશ ન કરવો તે અહિંસાનું વ્રત. પ્રિય, હિતકર, અને સત્ય વચન વદવું એ સુનૃતનું વ્રત. મન, વાણી, તથા કાયા વડે વિષયસુખનો ત્યાગ કરવો એ બ્રહ્મચર્ય વ્રત. વળી સાધુઓ, સાધ્વીઓ, શ્રાવકો ને શ્રાવિકાઓ, એ રીતે ચાર અંગનો ધર્મસંઘ સ્થાપ્યો. એમાં પ્રથમ એમનાં પોતાનાં છોકરાં દાખલ થયાં, અને પછી બહારનાં માણસો પણ ભળવા લાગ્યાં.

આ પ્રમાણે એક ઉત્તમ રાજા અને ધર્મોપદેશક તરીકે લોકનું કલ્યાણ કરી ઋષભદેવજી નિર્વાણ પામ્યા.

---

કુંભસ્થળ—હાથીના માથાનો ઉપલો ભાગ.

ચતુરંગ—ચાર અંગ એટલે વિભાગવાળી.

ધનુર્વિદ્યા—બાણ મારવાની વિદ્યા.

ધર્મસંઘ—ધર્મમંડળ.

વિષયસુખ—નાક, કાન, આંખ, જીભ અને ત્વચા એ પાંચ ઇંદ્રિયોથી મળતું સુખ.

સંયમ—ઇંદ્રિયોને વશ રાખવી તે.

સુનૃત—સત્ય.

હેમચંદ્ર—સિદ્ધરાજ અને કુમારપાળના વખતના એક પંડિત. તે મૂળ ધંધુકાના વાણીઆ હતા.

---

# પાઠ ૬૧. મગધરાજ્યની ચઢતીપડતી.

હિંદુસ્તાનમાં પૂર્વે ઘણાં રાજ્યો થઈ ગયાં છે, પણ મગધ જેવું વિસ્તાર પામેલું રાજ્ય બીજું જાણવામાં નથી. શિલાલેખો, પરદેશી મુસલમાનોની નોંધો, પુરાણો તથા બૌદ્ધધર્મના ગ્રંથો, એ સાધનની મદદથી આ રાજ્યનો કેટલોક ઇતિહાસ જાણી શકાયો છે.

મગધમાં ઘણા પ્રાચીન કાળમાં બૃહદ્રથ રાજાના વંશમાં જરાસંધ નામે એક જબરો રાજા થઈ ગયો. એ જુલમી હતો અને એણે ઘણા રાજાઓને પોતાના ગિરિવ્રજ નામના કિલ્લામાં પૂર્યા હતા, તેમને કૃષ્ણે છોડાવ્યાં હતા એમ પુરાણોમાં કહેલું છે. બૃહદ્રથના વંશ પછી પ્રદ્યોત વંશ અને ત્યારપછી શિશુનાગ વંશ ગાદીએ આવ્યો. એ વંશમાં બિંબિસાર અને અજાતશત્રુ એ બે રાજાઓ પ્રખ્યાત છે. બિંબિસારે મગધનું રાજ્ય વિસ્તાર્યું અને એના વખતમાં ગૌતમ બુદ્ધે ભેખ લીધો. એનો પુત્ર અજાતશત્રુ જબરો પણ અધર્મી રાજા હતો, અને આ દુનિયાના સુખ સિવાય બીજું સમજતો નહિ એમ કહેવાય છે.

આ સમયના લોકો શો શો ઉદ્યોગ કરતા એ વિષે કેટલીક માહીતી મળી શકી છે. સુથારો મકાન બાંધતા તથા પૈડાં, ગાડીઓ, અને વહાણો બનાવતા. લુહારો હળ, પાવડા, કરવત, ચપ્પુ, સોય વગેરે સામાન બનાવતા, અને સોનીઓ સોનાનું ઘણું ઝીણું અને સુંદર કામ કરી શકતા. સલાટો પત્થરની કુંભીઓ, પગથીઆં, કોતરેલા થાંભલા, અને પેટીઓ બનાવતા. વણકર લોકો શેતરંજીઓ, રેશમી કાપડ, કામળીઓ તથા ઝીણી મલમલ વણતા. આ ઉપરાંત ચામડાનાં ચંપલ તથા ભરતકામવાળી બીજી ચીજો બનતી. હાથીદાંતનું કામ સારૂં થતું અને જડીઆ, ચિતારા વગેરેનું કામ પણ ચાલતું. ઉપર કહેલો ઘણોખરો માલ નદી તથા સમુદ્રવાટે પરદેશ જતો.

આગળ જતાં મગધની ગાદી પર નંદવંશના રાજાઓ થયા. તેઓના વખતમાં રાજધાની પાટલિપુત્ર નગરમાં હતી. એ વંશના ધનનંદ

અથવા **મહાપદ્મનંદ** રાજાની પાસે અખૂટ લક્ષ્મી હતી. **સિકંદર** હિંદુસ્તાનમાં આવ્યો, તે વખતે **નંદના** ભારે સૈન્યની એણે ઘણી વાતો સાંભળી હતી. છેલ્લા **નંદને** અને એના આઠ પુત્રોને મારી **નંદવંશને** જડમૂળથી ઉખેડી નાખી **ચંદ્રગુપ્ત** ગાદીએ બેઠો. એ વખતથી **મગધના** રાજ્ય ઉપર **મૌર્યવંશી** રાજાઓનો અમલ શરૂ થયો. **ચંદ્રગુપ્તે** **પંજાબમાંથી** **ગ્રીક** લોકોને હાંકી કાઢ્યા, **સિંધુ** નદીની પેલી તરફનો પ્રદેશ પણ તેમની પાસેથી જીતી લીધો, અને **સેલ્યુકસની** સાથે સલાહ કરી આખરે આખા ઉત્તર **હિંદુસ્તાનમાં** ચક્રવર્તી રાજ્ય સ્થાપ્યું. એક **બૌદ્ધ** પુસ્તકમાં વાર્તા છે, કે **ચંદ્રગુપ્ત** પહેલાં અંદરના દેશો કબજે કરતો, પણ સરહદ ઉપર લક્ષ ન આપતો. એવામાં એકવાર એક બાઈએ પોતાના છોકરાને ઠપકો દીધો કે **ચંદ્રગુપ્ત** જેવું કેમ કરે છે? રોટલીનો વચલો ભાગ ખાય છે અને કોરણો રહેવા દે છે! આ શબ્દો **ચંદ્રગુપ્તે** સાંભળ્યા, અને ત્યારથી એણે સરહદ ઉપર લશ્કર મોકલવા માંડ્યું. **ચંદ્રગુપ્તના** દરબારમાં યુનાની રાજા **સેલ્યુકસનો** **મેગેસ્થિનીસ** નામે એલચી રહેતો હતો. તે ત્યાંના પુરુષોની બહાદુરીનાં તથા સ્ત્રીઓના સતીત્વનાં વખાણ કરે છે; વળી તે જણાવે છે કે એમના ઘરને તાળાં દેવાં પડતાં નથી, અને કોઈપણ હિંદવાસી જુઠું બોલ્યો હોય એવું જાણવામાં નથી. લોકો શાંત અને ઉદ્યોગી છે અને ક્વચિતજ કચેરીમાં જઈ દાવો કરે છે. રાજધાની **પાટલિપુત્રનું** વર્ણન કરતાં તે લખે છે કે આ શહેરનો વસેલો ભાગ દસ માઇલ લાંબો અને બે માઇલ પહોળો છે, આસપાસ ૬૦૦ ફુટ પહોળી અને ૪૫ ફુટ ઉંડી ખાઈ છે; અને એના કોટને ૬૪ દરવાજા અને ૫૭૦ બુરજ છે. **ચંદ્રગુપ્ત** પછી **બિંદુસાર** અને **બિંદુસાર** પછી **અશોક** ગાદીએ આવ્યો. એ રાજાનો પ્રતાપ, ઉદારતા, દયાળુ સ્વભાવ, પરોપકારનાં કામો, એ સર્વ વિષે તમે શીખી ગયા છો. એણે દવાખાનાં કાઢ્યાં હતાં, ધોરી રસ્તા પર ઝાડ રોપાવ્યાં હતાં, તથા કુવા ખોદાવ્યા હતા, અને ઢોરની સંભાળને માટે પાંજરાપોળો સ્થાપી હતી. એણે કલિંગ દેશ જીતી પોતાના રાજ્યમાં ઉમેર્યો, પણ રાજ્યના વિસ્તાર કરતાં ધર્મનો વિસ્તાર એને વધારે પસંદ હતો. એણે હિંદમાં અને પરદેશોમાં **બૌદ્ધધર્મનો** ઘણો ફેલાવો કર્યો હતો.

અશોકના મરણ પછી તરતજ આ મહારાજ્યમાંથી કેટલાક દેશ સ્વતંત્ર થવા લાગ્યા. ઇ. સ. પૂર્વે ૧૮૩ માં તે રાજ્ય તેના સેનાપતિ પુષ્પમિત્રે લીધું, એટલે મૌર્યવંશ સમાપ્ત થયો અને શુંગવંશ ચાલ્યો. શુંગવંશના રાજા અગ્નિમિત્ર અને માલવિકાના પ્રેમ વિષે કાળિદાસે એક નાટક રચ્યું છે. એ માલવિકાગ્નિમિત્ર નામે ઓળખાય છે. ઇ. સ. પૂર્વે ૧૫૦ નો લેખ એક જડ્યો છે, એમાં કલિંગ દેશના રાજાએ મગધ દેશ ઉપર ચઢાઈ કર્યાનું અને ત્યાંના રાજાને હરાવ્યાનું લખ્યું છે. શુંગવંશનો છેલ્લો રાજા દુરાચારી હતો. એને મારી એનો બ્રાહ્મણ મંત્રી ગાદીએ બેઠો, ત્યારથી કાણ્વવંશનો અમલ શરૂ થયો (ઇ. સ. પૂર્વે ૭૧). એ વંશના રાજાઓ નબળા હોવાથી પોતાની સત્તા લાંબો વખત નિભાવી શક્યા નહિ; અને ઇ. સ. પૂર્વે ૨૬માં આંધ્રભૃત્ય વંશના સિપ્રક રાજાએ શુંગ અને કાણ્વવંશનો જડમૂળથીજ નાશ કરી નાખીને પોતાનું રાજ્ય સ્થાપ્યું. એ વંશના રાજા મહા બળવાન અને પરાક્રમી હતા. એમણે ઘણોખરો મહારાષ્ટ્ર અને તેની દક્ષિણનો પ્રદેશ પણ પોતાને કબજે કર્યો હતો. એ વંશનો અમલ આસરે ૪૫૦ વર્ષ સુધી રહ્યો; અને તેના છેલ્લા રાજાઓના વખત સુધી પણ પાટલિપુત્ર સારી સ્થિતિમાં હશે, એમ ફાહ્યાન નામે એક ચીના મુસાફરના લખવા ઉપરથી સમજાય છે. એ મુસાફર ઇ.સ.ના ચોથા સૈકામાં હિંદ આવ્યો હતો, અને પાટલિપુત્રમાં ત્રણ વર્ષ રહ્યો હતો. આ વંશ પછી મગધરાજ્યનો સૂર્ય અસ્ત થઈ ગયો.

---

ચક્રવર્તી—જેની આણ નાનાં મોટાં ઘણાં રાજ્યો ઉપર વર્તાતી હોય તેવો.

---

# पाठ ६२. सिकंदर अने पोरस.

મેસિડોનીઆ નામે ગ્રીસ દેશની ઉત્તરે એક પ્રાંત છે, ત્યાંના રાજા ફિલિપનો પુત્ર અને એરિસ્ટોટલ નામે ગ્રીક તત્ત્વવેત્તાનો શિષ્ય સિકંદર હતો. પ્રાચીન ગ્રીક લોકો એવું માનતા હતા, કે આપણેજ સુધરેલા છીએ, અને બાકીના બીજા સર્વ લોક જંગલી એટલે તાબેદારી ભોગવવા લાયક છે. આ વિચારનો પુરેપુરો અમલ સિકંદરે કર્યો. વીસ વર્ષની ઉંમરે ઈ. સ. પૂર્વે ૩૩૫માં તે ગાદીએ બેઠો; અને તેર વર્ષની કારકીર્દીમાં તેણે પોતાના બાહુબળ વડે પૃથ્વી પરના તે કાળે જાણીતા ઘણાખરા દેશોમાં ઉથલપાથલ કરી મૂકી.

સિકંદર ગાદીએ બેઠા પછી પુરાં બે વર્ષ વીત્યાં નહિ એટલામાં તો તે દિગ્વિજય કરવા નીકળી પડ્યો. ૭ વર્ષમાં તેણે એશિઆ માઇનર, સિરિઆ, ઇજિપ્ટ, ઇરાન, તથા તાર્તરિ દેશ જીતી લીધા, પછી તે હિંદુસ્તાન તરફ વળ્યો (ઇ. સ. પૂર્વે ૩૨૭). તે વખતે ઝેલમ નદીની પૂર્વનો પ્રદેશ પોરસ નામે શૂરવીર ક્ષત્રિય રાજાના તાબામાં હતો. સિકંદરે પોરસને સંદેશો મોકલ્યો, કે ખંડણી આપો અને મળવાને આવો. પોરસે જવાબ વાળ્યો, કે હું લશ્કર લઈને તમને મળવાને આવું છું, તમે લઢવાને તૈયાર રહેજો. આ કડક જવાબ મળતાંજ સિકંદરે પોરસ પર કૂચ કરી. ઝેલમ નદીના કાંઠા પર પોરસ લશ્કર સાથે તૈયારજ હતો. તેણે સિકંદરના સૈન્યને નદી ઉતરતું અટકાવવાને સામે કાંઠે હાથીઓની હાર ઉભી કરી હતી. સિકંદરે પોરસને ભૂલથાપ ખવડાવવાને એક યુક્તિ રચી. હંમેશાં નદી ઉતરવાની ધમચકડ મચાવવા માંડી, જેથી પોરસને એમ થાય કે દુશ્મનો રોજ તૈયારી કરે છે, પણ ફાવતા નથી. પછી એક વખત અંધારી રાતે જરા ઉપલાણ તરફ જઈ વરસતે વરસાદે થોડુંક પાયદળ અને હયદળ લઈ સિકંદર નદીમાં ઉતર્યો, અને વચ્ચે એક બેટ હતો તે ઉપર જરા થોભ્યો. પવન ખૂબ તોફાની વાવા લાગ્યો, અને ગાજવીજ, વરસાદ, અને કાટકાનો પાર ન રહ્યો. છતાં અત્યંત હિંમતથી સિકંદરે સામા કાંઠા ઉપર ધસારો કર્યો.

